॥ શ્રી ॥

# देववंदनमाळा.

જેમાં શ્રીવીરવિજયાદિ જૂદા જૂદા
પંડિતોના રચેલા.

અગીયાર દેવવંદનોનો સમાવેશ કરી
યથામતિ શુદ્ધ કરીને

છપાવી પ્રસિદ્ધ કરનાર.


માસ્તર ઉમેદચંદ રાયચંદ
શ્રી જૈન જ્ઞાનવર્ધક શાળાના ધર્મ શિક્ષક.
અમદાવાદ ડે. પાંજરાપોળ.



રીચીરોડતાં પુલ નીચે શ્રીજૈનવિદ્યાવિજય પ્રેસમાં
શા. પોપટલાલ અમથાભાઈએ છાપ્યું-અમદાવાદ ૧૧૬

આવૃત્તિ ૧ લી-સં. ૧૯૭૭-સને ૧૯૨૧-પ્રત ૧૦૦૦.
કીંમત ૧-૮-૦.

# અનુક્રમણિકા







॥ श्री ॥

# देववंदनमाला.

तत्र प्रथम श्री वीरविजयजी कृत

## ॥ श्री महावीर जन्म स्तवन ॥

॥ દેશી કેરબાની ॥




સેવધિસં ચઉ ઘરિયાં ॥ અલબેલે સાંઇ, કર્યું રે

લગાઉ અતિ બેરિયાં ॥ એ આંકણી ॥ દીએ બિના ન ચલે , છોરૂ ન પીછે વલે॥ બાબત આપ ઉછેરિયાં ॥ અલબે૦ ॥ કયૂં૦ ॥ ભાગ્ય અતુલબલી, માગત અટકલી, જન્મ બલીગ્રહ ચારિયાં ॥અ૦॥૨॥ કયૂં૦॥ સંવત પાસ ઇશા, દો શત અડતાલીશ ॥ ઉજ્જવલ ચૈતર તેરશે ॥ અ૦ ॥ કયૂં૦ ॥ સાઠ ઘડી ન ઊણી, ઉત્તરાફાલગુણી, મંગલવાર નિશા વસે ॥ અ૦ ॥ ૨ ॥ કયૂં૦ ॥ સિદ્ધી યોગ ઘડી, પન્નર ચારે ચરી, વેલા મુહૂરત ત્રેવીશમે ॥ અ૦॥ લગ્ન મકર વહે, સ્વામી જનમ લહે, જીવ સુખી સહુ તે સમે ॥ અ૦ ॥ ૩ ॥ કયૂં૦ ॥ ત્રિશલારાણીએ જાયો, દેવ દેવીએ ગાયો, સુત સિદ્ધારથ ભૂપકો ॥ અ૦ ॥ મંગલ કેતુ લગને, રવિ બુધ ચોથે ભવને, દશમે શનીશ્વર ઉંચકો ॥ અ૦ ॥ ૪ ॥ કયૂં૦ ॥ પંથમેં જીવ રાહૂ, સાતમે વેદ સાહૂ ॥ કેંદ્રભુવન ગ્રહ મંડલી ॥ અ૦ ॥ ભાગ્યભુવન શશી, શુક્ર સંતાન વસી; મેઘધુઆ એક વીજલી ॥ અ૦ ॥ ૫ ॥ કયૂં૦ ॥ ચંદ્રદશા વિપાકી, માસ ભુવન બાકી, જન્મ દિશા શની સંજમી ॥ અ૦ ॥ ગુરૂ મહાદિશામે ; કેવલજ્ઞાન પામે, તો મુખ બાની મેરે દિલ રમી ॥ અ૦ ॥ ૬ ॥

કયૂં૦ ॥ થાવર વિગલમેં, કાલ અનંત ભમે, મેં બી નિકલિયા સાથમેં ॥ અ૦ ॥ નારક તિરી ગતિ, સુખ ન એક રતી, કાલ નિગમિયો અનાથમેં ॥ અ૦ ॥૭॥ કયૂં૦ ॥ બહોત મેં નાચ નચે, ચિહું ગતિ ચોક બીચે ॥ નેકિ ન મિલિએ નાથજી ॥ અ૦ ॥ પોત પ્રકાશ દીએ, આશ નિરાશ કીએ, અલગ કિયા મેં આજથી ॥ અ૦ ॥ ૮ ॥ કયૂં૦ ॥ માનવ ગણુ લહી, તુમ સનમુખ રહી, બેર બેર શિવ માગતે ॥ અ૦ ॥ બાત ન ઉર કહું, લીએ બીના ન રહું, બાલ હુયો રસ લાગતે ॥ અ૦ ॥ ૯ ॥ કયૂં૦ ॥ નાથ નજર કરી, બેર ન એક ધરી, સદા મગન સુખ લેહેરસેં ॥ અ૦ ॥ મંગલ તૂરવરા, ગાવત અપચ્છરા, શ્રી શુભ વીર પ્રભુ મેહેરસેં ॥ અ૦ ॥ ૧૦ ॥ કયૂં૦ ઇતિ શ્રી મહાવીરજિન સ્તવન.



## तत्र प्रथम श्री नयविमलजी कृत.

## ॥ दीवालीनो देववंदन विधिः ॥

પ્રથમ સ્થાપના સ્થાપીયે, પછી ઇરિયાવહિ પડિક્કમી ચૈત્યવંદન કરી, નમુત્થુણં કહી અર્ધા જયવીયરાય

કહીયે. પછી બીજું ચૈત્યવંદન કહી નમુત્થુણં કહીયે. પછી અરિહંત ચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી એક થોય કહી લોગસ્સ કહેવો. પછી એક નવકાર કહી બીજી થોય કહેવી, પછી પુખ્ખરવ-રદી કહી એક નવકાર કહી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી ચોથી થોય કહેવી. એજ રીતે બીજો જોડો થો-યોનો કહીને નમુત્થુણં કહેવું. પછી સ્તવન કહી અર્દ્ધા જયવીયરાય કહેવા. પછી ત્રીજું ચૈત્યવંદન કહી સંપૂર્ણ જયવીયરાય કહીયે. એ રીતે પ્રથમ જોડો કહેવો. તેવીજ રીતે બીજો જોડો પણ કહેવો ॥ ઇતિ વિધિઃ ॥



## ॥ अथ चैत्यवंदन त्रयम् ॥

વીર જિનવર વીર જિનવર, ચરંમ ચોમાસ, નયરી અંપાપાયે આવીયા ॥ હસ્તિપાલ રાજન સભાયે, કાર્તિક અમાવાસ્યા રયણિયે ॥ મુહૂર્ત શેષ નિર્વાણ તાંહિં ॥ સોલ પહોર દેઇ દેસના, પહોત્યા મુક્તિ મઝાર ॥ નિત્ય દીવાળી નય કહે, મલિયા નૃપતિ અઢા-

૨ ॥ ૧ ॥ દેવ મલિયા દેવ મલિયા, કરે ઉત્સવ રંગ, મેરઇયાં હાથે ગ્રહી ॥ દ્રવ્ય તેજ ઉદ્યોત કીધો, ભાવ ઉદ્યોત જિનેંદ્રને ॥ ઠામ ઠામ એહ ઉચ્છવ પ્રસિદ્ધો ॥ લખકોડી છઠ ફલ કરી, કલ્યાણક કરો એહ ॥ કવિ નયવિમલ કહે ઇશ્યું, ધન ધન દહાડો તેહ ॥ ૨ ॥ શ્રી સિદ્ધાર્થ નૃપ કુલ તિલો, ત્રિશલા જસ માત ॥ હરિ લંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત ॥ ત્રીશ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમ ભાર ॥ બાર વ-રસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર ॥ ત્રીશ વરસ એમ સવિ મલી એ, બહોતેર આયુ પ્રમાણ ॥ દીવાલી દિન શિવ ગયા, કહે નય તેહ ગુણખાણ ॥ ૩ ॥ ઇતિ ચૈ-ત્યવંદન ત્રયમ્ ॥



## અથ થોયાનું અષ્ટક, તત્ર પ્રથમ વીરસ્તુતિ.

મનોહર મૂર્ત્તિ મહાવીરતણી, જિણે સોલ પહોર દેશના પભણી ॥ નવ મલ્લી નવ લચ્છી નૃપતિસુણી, કહિ શિવ પામ્યા ત્રિભુવન્ન ધણી ॥ ૧ ॥ શિવ પહોં-ત્યા ઋષભ ચઉ દશ ભકતે, બાવીશ લહ્યા શિવ માસ થિતે ॥ છઠ્ઠે શિવ પામ્યા વીર વલી, કાતિ વદી અ-

માવાસ્યા નિરમલી ॥ ૨ ॥ આગામિ ભાવી ભાવ કહ્યા, દીવાલીકલ્પે જેહ લહ્યા ॥ પુણ્ય પાપ ફલ અ-ધ્યયણે કહ્યાં, સવિ તહત્તિ કરીને સદ્દહ્યાં ॥૩॥ સવિ દેવ મલી ઉદ્યોત કરે, પરભાતે ગૌતમ જ્ઞાન વરે ॥ જ્ઞાનવિમલ સદા ગુણ વિસ્તરે, જિનશાસનમાં જય-કાર કરે ॥ ૪ ॥



## ॥ અથ દ્વિતીય વીરસ્તુતિ. ॥

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ ॥ સુર નરના નાયક, જેહની સારે સેવ ॥ કરુણારસ કંદા, વંદો આણંદ આણી ॥ ત્રિશલા સુત સુંદર, ગુણ મણિ કેરો ખાણી ॥ ૧ ॥ જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે ॥ પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે ॥ તે ચ્યવન[૧] જન્મ[૨] વ્રત[૩], નાણ[૪] અને નિર્વાણ[૫] ॥ સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ ॥૨॥ જિહાં પંચ સમિતિ યુત, પંચમહાવ્રત સાર ॥ જેહમાં પરકાશ્યા, વલિ પાંચ વ્યવહાર ॥ પરમેષ્ઠિ[૧] અરિહંત[૨], નાથ[૩] સર્વજ્ઞ[૪] ને પાર[૫] ॥ એહ પંચ પદે લહ્યો,

આગમ અર્થ ઉદાર ॥ ૩ ॥ મત્તંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી ॥ દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિત-મેવી ॥ શાસન સુખદાયી, આઈ સુણો અરદાશ ॥ શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આશ ॥ ૪ ॥ ઇતિ દ્વિતીય થુઈ જોડા. ॥



## ॥ अथ महावीर जिन स्तवनं ॥

॥ આજ સખી સંખેસરો ॥ એ દેશી ॥

શ્રી મહાવીર મનોહરૂ, પ્રણમું શિર નામી ॥ કંત જશોદા નારિનો, જિન શિવગતિ ગામી ॥૧ ॥ ભગિની જાસ સુદંસણા, નંદીવર્દ્ધન ભાઈ ॥ હરિ લંછન હેમાલુઉ, સહુ કોને સુખદાયી ॥ ૨ ॥ સિ-દ્ધાર્થ ભૂપતિ તણો, સુત સુંદર સોહે ॥ નંદન ત્રિ-સલા દેવિનો, ત્રિભુવન મન મોહે ॥ ૩ ॥ એક શત દશ અધ્યયન જે, પ્રભુ આપ પ્રકાસે ॥ પુણ્ય પાપ ફલ કેરડાં, સુણે ભવિક ઉલ્લાસે ॥ ૪ ॥ ઉત્તરાધ્યયન છત્રીશ જે, કહે અર્થ ઉદાર ॥ સોલ પહોર દીયે દેશના, કરે ભવિ ઉપગાર ॥ ૫ ॥ સર્વાર્થ સિદ્ધ મુ-હૂર્ત્તમા. પાછલી જે રયણી ॥ યોગનિરોધ કરે તિહાં,

શિવની નીસરણી ॥ ૬ ॥ ઉત્તરાફાલ્ગુની ચંદ્રમાં, જોગે શુભ આવે ॥ અજરામર પદ પામીયા, જયજય રવ થાવે ॥ ૭ ॥ ચોસઠ સુર વર આવીયા, જિન અંગ પખાલી ॥ કલ્યાણક વિધિ સાચવી, પ્રગટી દીવાલી ॥ ૮ ॥ લાખકોડી ફલ પામીયે, જિન ધ્યાને રહીયે ॥ ધીરવિમલ કવિરાજનો, જ્ઞાનવિમલ કહિયે ॥ ૯ ॥ ઇતિ વીરજિન સ્તવન ॥ ઇતિ પ્રથમ જોડો ॥



## ॥ અથ બીજો જોડો ॥

### ॥ અથ ચૈત્યવંદન ત્રયમ્ ॥

નમો ગણધર નમો ગણધર, લબ્ધિ ભંડાર ॥ ઇં-દ્રભૂતિ મહિમા નિલો, વડ વજીર મહાવીર કેરો ॥ ગૌતમ ગોત્રે ઉપન્યો; ગણિ અગ્યાર માહે વડેરો ॥ કેવલજ્ઞાન લહ્યું જિણે, દીવાલી પરભાત ॥ જ્ઞાન વિ-મલ કહે જેહના, નામ થકી સુખશાત ॥૧॥ ઇંદ્રભૂતિ પહિલા ભણું, ગૌતમ જસ નામ ॥ ગોબર ગામે ઊપ-ન્યા, વિદ્યાના ધામ ॥ પંચ સયા પરિવારશું, લેઇ સંયમ ભાર ॥ વરસ પચાસ ગૃહે વશા, વ્રતે વર્ષ જ ત્રીશ ॥ બાર વરસ કેવલ વરયાએ, બાણું વરસ સવિ

આય ॥ નય કહે ગૌતમ નામથી, નિત્ય નિત્ય નવ-
નિધિ થાય ॥ ૨ ॥ જીવકેરો જીવકેરો, અછે મનમાં-
હિં ॥ સંશય વેદ પદે કરી, કહી અર્થ અભિમાન
વારયો ॥ શ્રી મહાવીર સેવા કરી, ગ્રહી સંયમ આપ
તારયો ॥ ત્રિપદિ પામી ગુંથીયા, પૂરવ ચઉદ ઉદાર॥
નય કહે તેહના નામથી, હોયે જય જયકાર ॥ ૩ ॥
ઇતિ ગૌતમ ચૈત્યવંદન ત્રયમ્ ॥

## ॥ अथ प्रथम थुइ जोडो ॥

ઇંદ્રભૂતિ અનુપમ ગુણ ભરયા, જે ગૌતમ ગોત્રે
અલંકરયા॥ પંચશત છાત્રશું પરિવરયા, વીર ચરણ
લહી ભવજલ તરયા ॥૧॥ ચઉ અડ દશ દોય જિન-
ને સ્તવે, દક્ષિણ પશ્ચિમ ઉત્તર પૂરવે ॥ સંભવ આદિ
અષ્ટાપદ ગિરિયે વલી, જે ગૌતમ વંદે લલીલલી ॥૨॥
ત્રિપદિ પામીને જેણે કરી, દ્વાદશાંગી સકલ ગુણે ભ-
રી ॥ દીયે દીક્ષા તે લહે કેવલસિરિ, તે ગૌતમને રહું
અનુસરી ॥ ૩ ॥ જક્ષ માતંગને સિદ્ધાયિકા, સૂરિ
શાસનની પરભાવિકા ॥ શ્રીજ્ઞાનવિમલ દીપાલિકા,
કરો નિત્ય નિત્ય મંગલમાલિકા ॥૪॥ ઇતિ સ્તુતિઃ॥



## ॥ अथ द्वितीय थुइ जोडो ॥

શ્રી ઇંદ્રભૂતિં ગણવૃદ્ધિભૂતિં, શ્રીવીરતીર્થાધિપમુખ્યશિષ્યમ્ ॥ સુવર્ણ કાંતિકૃતકર્મશાંતિં, નમામ્યહં ગૌતમગોત્રરત્નમ્ ॥૧॥ તીર્થંકરા ધર્મધુરા ધુરીણા, યે ભૂતભાવિપ્રતિવર્તમાનાઃ ॥ સત્પંચકલ્યાણકવાસરસ્થા, દિશંતુ તે મંગલમાલિકાં ચ ॥૨॥ જિનેંદ્રવાક્યં પ્રથિતપ્રભાવં, કર્માષ્ટકાનેકપ્રભેદસિંહમ્ ॥ આરાધિતં શુદ્ધમુનીંદ્રવર્ગૈર્જગત્યમેયં જયતાત્ નિતાંતમ્ ॥ ૩ ॥ સમ્યગ્દશાં વિઘ્નહરાં ભવંતુ, માતંગયક્ષા સુરનાયકાશ્ચ દીપાલિકાપર્વણિ સુપ્રસન્નાઃ, શ્રીજ્ઞાનસૂરિવર દાયકાશ્ચ ॥ ૪ ॥ ઇતિ ગૌતમસ્તુતિઃ



## ॥ अथ स्तवन. ॥

॥ તુંગીયા ગિરિ શિખર સોહે ॥ એ દેશી ॥

વીર મધુરી વાંણી ભાંખે, જલધિ જલ ગંભીર રે ॥ ઇંદ્રભૂતિ ચિત ભ્રાંતિ રજકણ, હરણ અવર સમીરરે ॥ વીર. ॥૧॥ પંચ ભૂત થકીજ પ્રગટે, ચેતના વિજ્ઞાનસો તેહમાં.લય લીન થાયે, ન પરભવ સંજ્ઞાન રે ॥ વીર૦

॥ ૨ ॥ વેદ પદનો અર્થ એહવો, કરે મિથ્યા રૂપરે ॥ વિજ્ઞાન ઘન પદ વેદ કેરાં, તેહનું એહ સ્વરૂપરે ॥વીર૦ ॥ ૩ ॥ ચેતના વિજ્ઞાન ઘન છે, જ્ઞાન દર્શન ઉપયોગ રે ॥ પંચભૂતિક જ્ઞાનમય તે, હોય વસ્તુ સંયોગ રે ॥ વી૦ ॥ ૪ ॥ જિહાં જેહવિ વસ્તુ દેખિયે, હોય તેહવું જ્ઞાન રે ॥ પૂરવ જ્ઞાન વિપર્યયથી, હોય ઉત્તમ જ્ઞાન રે ॥ વી૦ ॥ ૫ ॥ એહ અર્થ સમર્થ જાણી, મભણુ પદ વિપરીત રે ॥ ઇણિપરે ભ્રાંતિ નિરા કરીને, થયા શિષ્ય વિનીત રે ॥ વી૦ ॥ ૬ ॥ દીપાલિકા પ્રભાત કેવલ, લહ્યું તે ગૌતમસ્વામિ રે ॥ અનુક્રમે શિવસુખ લહ્યા તેહને, નય કરે પરિણામ રે ॥ વીર૦ ॥ ૭ ॥ ॥ઇતિ સ્તવનં ॥



## ॥ अथ द्वितीय स्तवनं ॥

### ॥ અલબેલાની દેશી ॥

દુઃખહરણી દીપાલિકા રે લાલ, પરવ થયું જગ માંહિ ॥ ભવિ પ્રાણી રે ॥ વીર નિવાર્ણથી થાપના રે લાલ, આજ લગે ઉચ્છાહિ ॥ ભવિ૦ ॥ ૧ ॥ સમકિત દૃષ્ટિ સાંભલો રે લાલ, ॥ એ આંકણી ॥ સ્યાદ્વાદ ઘર

ચોલીએ રે લાલ, દર્શનની કરી શુદ્ધિ ॥ભવિ૦ ॥ ચરિત્ર ચંદ્રોદય બાંધિયેરે લાલ, ટાલો રજ દુઃકર્મ બુદ્ધિ ॥ ભવિ૦ ॥ ૨ ॥ સમ૦ ॥ સેવા કરો જિનરાયની રે લાલ, દિલ દોઠાં મીઠાશ ॥ ભવિ૦ ॥ વિવિધ અદારથ ભાવના રે લાલ, તે પકવાનની રાશિ ॥ભવિ૦ ॥ ૩ ॥ સમ૦ ॥ ગુણિજન પદની નામના રે લાલ, તેહિજ જુહાર ભટ્ટાર ॥ ભવિ૦ ॥ વિવેક રતન મેરાઈયાં રે લાલ, ઉચિત તે દીપ સંભાર ॥ ભવિ૦ ॥૪॥ સમ૦ ॥ સુમતિ સુવનિતા હેજશું રે લાલ, મન ઘરમાં કરો વાસ ॥ભવિ૦ ॥ વિરતિ સાહેલી સાથ શું રે લાલ, અવિરતિ અલચ્છી નિકાસ ॥ ભવિ૦ ॥ ૫ ॥ સમ૦ ॥ મૈત્રાદિકની ચિંતના રે લાલ, તેહ ભલા શણગાર ॥ ભવિ૦॥ દર્શન ગુણ વાઘા બન્યારે લાલ, પરિમલ પર ઉપગાર ॥ ભવિ૦ ॥૬ ॥ સમ૦ ॥ પૂર્વ સિદ્ધ કન્યા પખેરે લાલ, જાનઇયા અણગાર ॥ભવિ૦ ॥ સિદ્ધશિલા વર વેદિકા રે લાલ, કન્યા નિવૃત્તિ સાર ॥ ભવિ૦ ॥ ૭ ॥ સમ૦ ॥ અનંત ચતુષ્ટય દાયજે રે લાલ, શુદ્ધા યોગ નિરોધ ॥ ભવિ૦ ॥ પાણીગ્રહણ પ્રભુજી કરે રે લાલ, સહુને હરખ વિબોધ ॥

ભવિ૦ ॥ ૮ ॥ સમ૦ ॥ ઇણિ પરે પર્વ દીપાલિકા રે લાલ, કરતા કોડિ કલ્યાણ ॥ ભવિ૦ ॥ જ્ઞાનવિમલ પ્રભુ ભકિતશું રે લાલ, પ્રગટે સકલ ગુણ ખાણ ॥ ભવિ૦ ॥ ૯ ॥ સમ૦ ॥ ઈતિ શ્રી દીવાલીના દેવ વાંદવાનો વિધિ.



## ॥ अथ श्री ज्ञानपंचमी देववंदन प्रारंभः ॥

### ॥ તત્ર પ્રથમ વિધિ ॥

પ્રથમ બાજોઠ અથવા ઠવણી ઉપર પાંચ પુસ્તકો મૂકીને વાસક્ષેપથી જ્ઞાનની પૂજા કરીયે, વલી પાંચ દીવેટનો દીવો કરીયે, તે પુસ્તકને જમણે પાસેં સ્થાપીયે અને ધૂપધાણું ડાબે પાસે મૂકીયે, પુસ્તક આગલ પાંચ અથવા એકાવન સાથીયા કરી, ઉપર શ્રીફલ તથા સોપારી મૂકીયે. યથાશકતે જ્ઞાનની દ્રવ્યપૂજા કરીયે, પછી દેવ વાંદીયે અને સામાયિક તથા પોસહ મધ્યે વાસપૂજાએ પુસ્તક પૂજીને દેવ વાંદીએ, અથવા દેહેરા મધ્યે બાજોઠ ત્રણ ઉપરાઉપર માંડી, તે ઉપર શ્રી જિનમૂર્ત્તિ સ્થાપીયે, તથા મહા ઉત્સવથી પોતાને ઠામે સ્નાત્ર ભણાવીયે. પ્રભુ આગળ

જમણી તરફ પુસ્તક માંડયું હોય, તેની પણ વાસ પ્રમુખે પૂજા કરીયે; તથા ઉજમણું માંડયું હોય ત્યાં પણ યથાશકતે કરો જિનબિંબ આગળ લઘુ સ્નાત્ર ભણાવીને અથવા સત્તરભેદી પૂજા ભણાવીને પછી શ્રી સૌભાગ્ય પંચમીના દેવ વાંદીયે. ॥



## हवे देव वांदवानो विधि कहेछे.

પ્રથમ પ્રગટ નવકાર કહી ઇરિયાવહી પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રકટ લોગસ્સ કહી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ ! ચૈત્યવંદન કરૂં ? એમ કહી પછી યોગમુદ્રાએ બેસી ચૈત્યવંદન કરીયે, તે કહે છે.



## ॥ अथ चैत्यवंदन ॥

શ્રી સૌભાગ્યપંચમી તણો, સયલ દિવસ સિણુગાર ॥ પાંચ જ્ઞાનને પૂજીયે, થાયે સફલ અવતાર ॥ ૧ ॥ સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર ॥

સુગંધ ચૂર્ણાદિક થકી, જ્ઞાન ધ્યાન મનોહાર ॥ ૨ ॥ પૂર્વ દિશે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર ॥ પંચ વરણ જિનબિંબને, સ્થાપીજે સુખકાર ॥ ૩ ॥ પંચ પંચ વસ્તુ મેલવી, પૂજા સામગ્રી જોગ ॥ પંચ વરણ કલશા ભરી, હરીયે દુઃખ ઉપભોગ ॥ ૪ ॥ યથાશક્તિ પૂજા કરો, મતિજ્ઞાનને કાજે ॥ પંચ જ્ઞાનમાં ધુરે કહ્યું. શ્રી જિનશાસન રાજે ॥ ૫ ॥ મતિ શ્રુત વિણ હોવે નહી એ, અવધિ પ્રમુખ મહા જ્ઞાન ॥ તે માટે મતિ ધુરે કહ્યું, મતિ શ્રુતમાં મતિ માન ॥ ૬ ॥ ક્ષય ઉપશમ આવરણનો, લબ્ધિ હોયે સમકાલે ॥ સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ. કાલે ॥ ૭ ॥ લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગે ॥ મતિ સાધન શ્રુત સાધ્યછે, કંચન કલશ સંયોગે ॥૮॥ પરમાતમ પરમેસરૂ એ, સિદ્ધ સયલ ભગવાન ॥ મતિ જ્ઞાન પામી કરી, કેવલ લક્ષ્મી નિધાન ॥ ૯ ॥ ઇતિ ચૈત્યવંદન ॥૧॥ નમુત્થુ૦ ॥ જાવંતિ૦ ॥ નમોર્હત્૦ કહેવાં. ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ રસિયાની દેશી. ॥

પ્રણમો પંચમી દિવસે જ્ઞાનને, ગાજી જગમાં રે જેહ ॥ સુજ્ઞાની ॥ શુભ ઉપયોગે ક્ષણમાં નિર્જ્જરે, મિથ્યા સંચિત ખેહ ॥ સુ૦ ॥ ૧ ॥ પ્રણ૦ ॥ સંતપદાદિક નવ દ્વારે કરી, મતિ અનુયોગ પ્રકાશ ॥ સુ૦॥ નય વ્યવહારે આવરણ ક્ષય કરી, અજ્ઞાની જ્ઞાન ઉલ્લાસ ॥ સુ૦ ॥ ૨ ॥ પ્રણ૦ ॥ જ્ઞાની જ્ઞાન લહે નિશ્ચય કહે, દો નય પ્રભુજીકે સત્ય ॥ સુ૦ ॥ અંતરમુહૂર્ત્ત રહે ઉપયોગથી, એ સર્વ પ્રાણીકે નિત્ય ॥સુ૦॥ ૩॥ પ્રણ૦॥ લબ્ધિ અંતરમુહૂર્ત્ત લઘુપણે, છાશઠ સાગર જિઠ્ઠુ ॥ સુ૦ ॥ અધિકો નરભવ બહુ વિધ જીવકે, અંતર દહિયે કહિઠ્ઠુ ॥ સુ૦ ॥ ૪ ॥ પ્રણ૦ ॥ સંપ્રતિ સમયે એક બે પામતા, હોય અથવા નવિ હોય ॥ સુ૦ ॥ ક્ષેત્ર પલ્યોપમ ભાગ અસંખ્યમાં, પ્રદેશ માને બહુ જોય ॥ સુ૦ ॥ ૫ ॥ પ્રણ૦ ॥ મતિજ્ઞાન પામ્યા જીવ અસંખ્ય છે, કહ્યા પડિવાઇ અનંત ॥ સુ૦ ॥ સર્વ આશાતન વરજો જ્ઞાનની, વિજયલક્ષ્મી લહો સંત ॥ સુ૦ ॥ ૬ ॥ પ્રણ૦ ॥ ઇતિ શ્રી મતિજ્ઞાન સ્તવનમ્ ॥

પછી જયવીયરાય કહી, ખમાસમણ દેઇ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ! શ્રી મતિજ્ઞાન આરાધવા નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ અને અન્નત્થ ઉસસીએણં કહી એક લોગસ્સનો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી પછી થુઇ કહેવી. તે લખીએ છીએ.



## ॥ અથ થુઇ ॥

( શ્રી સંખેશ્વર પાસ જિનેસર. એ દેશી. )

શ્રી મતિજ્ઞાનની તત્ત્વ ભેદથી, પર્યાયે કરી વ્યાખ્યાજી ॥ ચઉ વિહ દ્રવ્યાદિકને જાણે, આદેશે કરી દાખ્યા જી ॥ માને વસ્તુ ધર્મ અનંતા, નહી અજ્ઞાન વિવક્ષા જી ॥ તે મતિજ્ઞાનને વંદો પૂજો, વિજયલક્ષ્મી ગુણ કાંક્ષા જી ॥ ૧ ॥ ઇતિ સ્તુતિ ॥ પછી ખમાસમણ દેઇ એક ગુણનો દુહો કહી, પછી બીજું ખમાસમણ દેઇ બીજે ગુણ વરણવવો ॥ એ રીતે મતિજ્ઞાન સંબંધી અઠ્ઠાવીશ ખમાસમણ દેવાં, તે પીઠિકાના દોહા લખીયે છીયે.

॥ दोहा ॥

શ્રી શ્રુતદેવી ભગવતી, જે બ્રાહ્મી લીંપી રૂપ ॥ પ્રણમે જેહને ગોયમા, હું વંદૂ સુખ રૂપ ॥ ૧ ॥ જ્ઞેય અનંતે જ્ઞાનના, ભેદ અનેક વિલાસ ॥ તેહમાં એકાવન કહ્યું, આતમધર્મ પ્રકાશ ॥ ૨ ॥ ખમાસમણ એક એકથી, સ્તવિયે જ્ઞાન ગુણ એક ॥ એમ એકાવન દીજીએ, ખમાસમણ સુવિવેક ॥૩॥ શ્રી સૌભાગ્યપંચમી દિને, આરાધો મતિજ્ઞાન ॥ ભેદ અઠ્ઠાવીશ એહના, સ્તવીયે કરી બહુમાન ॥ ૪ ॥ ઈંદ્રિય વસ્તુ પુગ્ગલા, મલવે અવત્તવ નાણ ॥ લોચન મન વિણુ અક્ષતે, વ્યંજનાવગ્રહ જાણ ॥ ૫ ॥ ભાગ અસંખ્ય આવલિ લઘુ, સાસ પહુત ઠિઇ જિટ્ઠ ॥ પ્રાપ્યકારી ચઉ ઇંદ્રિયા, અપ્રાપ્યકારી દુગ દિટ્ઠ ॥ ૬ ॥ ઇતિ ॥

॥ अथ खमासमणना दोहा ॥

સમકિત શ્રદ્ધાવંતને, ઉપન્યો જ્ઞાન પ્રકાશ ॥ પ્રણમું પદકજ તેહના, ભાવ ધરીને ઉલ્લાસ ॥ ૧ ॥ એ દૂહો ગુણું ગુણ દીઠ કહેવો. ખમા० ॥ ૧ ॥

॥ दोहा ॥

નહીં વર્ણાદિક યોજના, અર્થાવગ્રહ હોય ॥ નો
ઇંદ્રિય પંચ ઇંદ્રિયે, વસ્તુગ્રહણ કાંઇ જોય ॥ સમ૦॥
૨॥ અન્વય વ્યતિરેકે કરી, અંતરમુહૂર્ત પ્રમાણ ॥ પં-
ચેંદ્રિય મનથી હોયે, ઇહા વિચારણા જ્ઞાન ॥સમ૦॥
૩ ॥ વર્ણાદિક નિશ્ચય વસે, સુર નર એહિજ વસ્ત ॥
પંચેંદ્રિય મનથી હોયે, ભેદ અપાય પ્રશસ્ત ॥સમ૦॥
૪ ॥ નિરણિત વસ્તુ સ્થિર ગ્રહે, કાલાંતર પણ સાચ॥
પંચેંદ્રિય મનથી હોયે, ધારણા અર્થ ઉવાચ॥સમ૦॥
૫ ॥ નિશ્ચય વસ્તુ ગ્રહે છતે, સંતત ધ્યાન પ્રકામ ॥
અપાયથી અધિકે ગુણે,અવિચ્યુતિ ધારણા ઠામ॥સમ૦
॥ ૬ ॥ અવિચ્યુતિ સ્મૃતિતણું, કારજ કારણ જેહ ॥
સંખ્ય અસંખ્ય કાલજ સુધી, વાસના ધારણા તેહ
॥ સમ૦ ॥ ૭॥ પૂર્વોત્તર દર્શન દ્વય, વસ્તુ અપ્રાપ્ત
એકત્વ ॥ અસંખ્ય કાલે એ તેહ છે, જાતિસ્મરણ
તત્વ ॥ સમ૦ ॥ ૮ ॥ વાજિંત્ર નાદ લહી ગ્રહે, એનો
દુંદુભિ નાદ ॥ અવગ્રહાદિક જાણે બહુ, ભેદ એ મતિ
આહ્લાદ ॥ સમ૦ ॥ ૯ ॥ દેશ સામાન્યે વસ્તુ છે, ગ્રહે
યદપિ સામાન્ય ॥ શબ્દ એ નવ નવ જાતિનો, એ

અબહુ મતિ માન ॥ સમ૦ ॥૧૦॥ એકજે તુરિયના નાદમાં, મધુર તરૂણાદિક જાતિ ॥ જાણે બહુ વિધ ધર્મશું, ક્ષય ઉપશમની ભાતિ ॥ સમ૦ ॥ ૧૧ ॥ મધુરતાદિક ધર્મમાં, ગ્રહવો અલ્પ સુવિચાર ॥ અબહુવિધ મતિ ભેદનો, કીધો અર્થ વિસ્તાર ॥ સમ૦ ॥ ૧૨ ॥ શીઘ્રમેવ જાણે સહી, નવિ હોયે બહુ વિલંબ॥ ક્ષિપ્ર ભેદ એ જ્ઞાનનો, જાણો મતિ અવલંબ ॥સ૦॥ ૧૩ ॥ બહુ વિચાર કરી જાણીએ, એ અક્ષિપ્રહ ભેદ॥ ક્ષયોપશમ વિચિત્રતા, કહે મહાજ્ઞાની સંવેદ ॥સમ૦॥ ૧૪॥ અનુમાને કરી કો ગ્રહે, ધ્વજથી જિનવર ચૈત્ય॥ પૂર્વ પ્રબંધ સંભાલીને, નિશ્રિત ભેદ સંકેત ॥સ૦॥ ૧૫ ॥ બાહિર ચિન્હ ગ્રહે નહી, જાણે વસ્તુ વિવેક ॥ અનિશ્રિત ભેદ એ ધારીએ, આભિનિબોધક ટેક ॥ સ૦ ॥૧૬॥ નિઃસંદેહ નિશ્ચયપણે, જાણે વસ્તુ અધિકાર ॥ નિશ્ચિત અર્થ એ ચિંતવો, 'મતિજ્ઞાન પ્રકાર ॥ સ૦ ॥ ૧૭ ॥ એમ હોયે વા અન્યથા, એમ સંદેહે જુત્ત ॥ ધરે અનિશ્ચિત ભાવથી, વસ્તુ ગ્રહણ ઉપયુત્ત ॥ સ૦ ॥ ૧૮ ॥ બહુ પ્રમુખ ભેદે ગ્રહ્યું, જિમ એકદા તિમ નિત્ય ॥ બુદ્ધિ થાયે જેહને, એ ધ્રુવ ભે-

હનું ચિત્ત ॥ સ૦ ॥ ૧૯ ॥ બહુ પ્રમુખ રૂપે કદા, કદા અબહ્વાદિક રૂપ ॥ એ રીતે જાણે તદા, ભેદ અધ્રુવ સ્વરૂપ ॥ સ૦ ॥૨૦॥ અવગ્રહાદિક ચઉભેદમાં, જાણવા યોગ્ય તે જ્ઞેય ॥ તે ચઉભેદે ભાંખીયો, દ્રવ્યાદિકથી ગણેય ॥ સમ૦ ॥ ૨૧ ॥ જાણે આદેશે કરી, કેટલા પર્યાય વિસિટ્ઠ ॥ ધર્માદિક સવિ દ્રવ્યને, સામાન્ય વિશેષ ગરિટ્ઠ ॥ સમ૦ ॥ ૨૨ ॥ સામાન્યાદેશે કરી, લોકાલોક સ્વરૂપ ॥ ક્ષેત્રથી જાણે સર્વને, તત્ત્વ પ્રતીત અનુરૂપ ॥ સમ૦ ॥ ૨૩ ॥ અતીત અનાગત વર્તના, અદ્ધા સમય વિશેષ ॥ આદેશે જાણે સહુ, વિતથ નહી લવલેશ ॥ સમ૦ ॥ ૨૪ ॥ ભાવથી સવિહું ભાવનો, જાણે ભાગ અનંત ॥ ઉદયિકાદિક ભાવ જે, પંચ સામાન્યે લહંત ॥ સમ૦ ॥ ૨૫ ॥ અશ્રુત નિશ્રિત માનિયે, મતિના ચાર પ્રકાર ॥ શીઘ્ર સમય રોહા પરે, અકલ ઉત્પાતકી સાર ॥ સમ૦ ॥ ૨૬ ॥ વિનય કરંતા ગુરૂતણો, પામે મતિ વિસ્તાર ॥ તે વિનયિકી મતિ કહી, સઘળા ગુણ શિરદાર ॥સમ૦॥૨૭॥ કરતાં કાર્ય અભ્યાસથી, ઉપજે મતિ સુવિચાર ॥ તે બુદ્ધિ કહી કાર્મકી, નંદીસૂત્ર મઝાર ॥ સમ૦ ॥ ૨૮॥

જે વચના પરિપાકથી, લહે બુદ્ધિ ભરપૂર ॥ કમલવને મહા હંસને, પરિણામિકી એ સનૂર ॥ સમ૦ ॥ ૨૯ ॥ અડવીશ બત્રીશ દુગ ચઉ, ત્રણશે ચાલીશ જેહ ॥ દર્શનથી મતિ ભેદ તે, વિજયલક્ષ્મી ગુણગેહ ॥સ૦॥૩૦॥ એ મતિજ્ઞાનના અષ્ટાવિંશતિ ભેદ કહ્યા ॥



## ॥ अथ द्वितिय श्रुतज्ञान चैत्यवंदन ॥

શ્રી શ્રુતજ્ઞાનને નિત્ય નમો, સ્વ પર પ્રકાશક જેહ ॥ જાણે દેખે જ્ઞાનને, શ્રુતથી ટલે સંદેહ ॥ અભિલાપ્ય અનંત ભાવ, વચન અગોચર દાખ્યા ॥ તેહનો ભાગ અનંતમો, વચન પર્યાયે આખ્યા ॥ વલી કથનીય પદાર્થનો એ, ભાગ અનંતમો જેહ ॥ ચઉદે પૂરવમાં રચ્યો, ગણધર ગુણ સસનેહ ॥ ૧ ॥ માંહોમાંહે પૂરવધરા, અક્ષર લાભે સરિખા ॥ છઠ્ઠાણવડીયા ભાવથી, તે શ્રુત મતિય વિશેખા ॥ તેહિજ માટે અનંતમે, ભાગ નિબદ્ધા વાચા ॥ સમકિત શ્રુતના માનીયેં, સર્વ પદારથ સાચા ॥ દ્રવ્ય ગુણ પર્યાયે કરી, જાણે એક પ્રદેશ ॥ જાણે તે સવિ વસ્તુને, નંદીસૂત્ર ઉપદેશ ॥ ૨ ॥ ચોવીશ જિનના જાણીએ, ચઉદ પૂર-

વધર સાધ ॥ નવશત તેત્રીશ સહસ છે, અઠાણું નિરૂ-પાધ॥ પરમત એકાંતવાદીનાં, શાસ્ત્ર સકલ સમુદાય॥ તે સમકિતવંતે ગ્રહ્યાં, અર્થ યથારથ થાય॥ અરિહંત શ્રુત કેવલી કહે એ, જ્ઞાનાચાર ચરિત્ત ॥ શ્રુતપંચમી આરાધવા, વિજયલક્ષ્મીસૂરિ ચિત્ત ॥ ૩ ॥ ઇતિ ચૈ-ત્યવંદન॥ નમુત્થુ૦ ॥ જાવંતિ૦ ॥ નમોઽર્હત્ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ હરીયા મન લાગ્યો, ॥ એ દેશી ॥

શ્રી શ્રુત ચઉદ ભેદે કરી, વરણવે શ્રી જિન રા-જ રે ॥ ઉપધાનાદિ આચારથી, સેવિયે શ્રુત મહારા-જ રે ॥ શ્રુતશું દિલ માન્યો ॥ દિલ માન્યો રે, મન માન્યો, પ્રભુ આગમ સુખકાર રે ॥ શ્રુત૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એકાદિ અક્ષર સંયોગથી, અસંયોગી અ-નંત રે ॥ સ્વ પર પર્યાયે એક અક્ષરો, ગુણ પર્યાય અનંત રે ॥ શ્રુત૦ ॥ ૨ ॥ અક્ષરનો અનંતમો, ભાગ ઉઘાડો છે નિત્ય રે ॥ તે તો અવરાએ નહી, જિમ સૂ-ક્ષ્મનું એ ચિત્તરે ॥ શ્રુત૦ ॥ ૩ ॥ ઇચ્છે, સાંભલવાં

ફેરી પૂછે, નિસુણિ ગ્રહે વિચારંત રે ॥ નિશ્ચય ધારણા તિમ કરે, દ્વિગુણ આઠ એ ગણંત રે ॥ શ્રુત૦॥૪॥ વાદી ચોવીશ જિનતણા, એક લાખ છત્રીશ હજાર રે ॥ ભરી સયલ સભા માંહે, પ્રવચન મહિમા અપાર રે ॥ શ્રુત૦ ॥ ૫ ॥ ભણે ભણાવે સિદ્ધાંતને, લખે લખાવે જેહ રે ॥ તસ અવતાર વખાણીયે, વિજયલક્ષ્મી ગુણ ગેહરે ॥ શ્રુત૦ ॥ ૬ ॥ ઇતિ સ્તવનમ્ ॥



## ॥ अथ विधि. ॥

પછી જયવીરાય કહી, ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ શ્રી શ્રુતજ્ઞાન આરાધવા નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં૦॥ ॥ વંદણ૦ ॥ અન્નત્થ૦ ॥ લોગસ્સ૦ ॥ ન૦ ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારીને થોય કહેવી, તે કહે છે.



## ॥ અથ થુઇ ॥

॥ ગોયમ બોલે ગ્રંથ સંભાલી ॥ એ દેશી ॥

ત્રિગડે બેસી શ્રી જિન ભાણ, બોલે વાણ અ-

મીય સમાણ ॥ મત અનેકાંત પ્રમાણ ॥ અરિહંત શાસન સફરી સુખાણ, ચઉ અનુયોગ જિહાં ગુણખાણ ॥ આતમ અનુભવ ઠાણ ॥ સકલ પદારથ ત્રિપદી જાણ, જોજન ભૂમિ પસરે વખાણ ॥ દોષ બત્રીશ પરિહાણ ॥ કેવલી ભાષિત તે શ્રુત નાણ, વિજયલક્ષ્મી સૂરિ કહે બહુમાન ॥ ચિત્ત ધરજો તે સયાણ ॥ ૧ ॥ ઇતિ સ્તુતિ. ॥

પછી ખમાસમણ દેઈ શ્રુત જ્ઞાનના ચઉદ ગુણ વર્ણવવાને અર્થે દોહા કહેવા, તે લખીએ છીએ.



## ॥ દોહા ॥

વંદો શ્રી શ્રુતજ્ઞાનને, ભેદ ચતુર્દશ વીશ ॥ તેહમાં ચઉદશ વરણવું, શ્રુત કેવલી શ્રુત ઇશ ॥ ૧ ॥ ભેદ અઢાર અકારના, એમ સવિ અક્ષર માન ॥ લબ્ધિ સંજ્ઞા વ્યંજન વિધિ, અક્ષર શ્રુત અવધાન ॥૨॥ અથ પીઠિકા ॥ પવયણ શ્રુત સિદ્ધાંત, તે, આગમ સમય વખાણ ॥ પૂજો બહુ વિધ રાગથી, ચરણ કમલ ચિત્ત આણ ॥ ૧ ॥ એ દુહો ગુણ ગુણ દીઠ કહેવા ॥

કરપલ્લવ ચેષ્ટાદિકે, લખે અંતર્ગત વાચ ॥ એહ અ-
નક્ષર શ્રુત તણો, અર્થ પ્રકાશક સાચ ॥ પ્રવ૦ ॥૨॥
શંજ્ઞા જે દીહકાલકી, તેણે સન્નિયા જાણ ॥ મન ઇં-
દ્રિયથી ઊપન્યું, સંજ્ઞી શ્રુત અહિઠાણ ॥ પવ૦ ॥૩॥
મન રહિત ઇંદ્રિય થકી, નિપન્યું જેહને જ્ઞાન ॥ ક્ષય
ઉપશમ આવરણથી, શ્રુત અસંજ્ઞી વખાણ ॥ પવ૦
॥ ૪ ॥ જે દર્શન દર્શન વિના, દર્શન તે પ્રતિપક્ષ ॥
દર્શન દર્શન હોય જિહાં, તે દર્શન પ્રત્યક્ષ ॥ પવ૦॥
॥ ૫ ॥ ભંગ જાલ નર બાલ મતિ રચે વિવિધ આ-
યાસ ॥ ॥ તિહાં દર્શન દર્શન તણો, નહીં નિદર્શન
ભાસ ॥ પવ૦ ॥ ૬ ॥ લલિત ત્રિભંગી ભંગભર નૈગ-
માદિ નયભૂર ॥ શુદ્ધ શુદ્ધ તર વચનથી, સમકિત
સત વડનૂર ॥ પવ૦ ॥૭॥ સદ્ અસદ્ વહેંચણ વિના,
ગ્રહે એકાંતે પક્ષ ॥ જ્ઞાન ફલ પામે નહી, એ મિથ્યા
સત લક્ષ ॥ પવ૦ ॥ ૮ ॥ ભરતાદિક દશ ક્ષેત્રમાં,
આદિ સહિત સત ધાર ॥ નિજ નિજ ગણધર વિર-
ચિયો, પામી પ્રભુ આધાર ॥ પવ૦ ॥ ૯ ॥ દુપ્પ સહ
સૂરિશ્વર સુધિ, વર્તશે શ્રુત આચાર ॥ એક જીવને
આશરી, સાદિ સાંત સુવિચાર ॥ પવ૦ ॥ ૧૦ ॥ શ્રુત

અનાદિ દ્રવ્ય નય થકી, શાશ્વત ભાવ છે એહ ॥ મ-
હાવિદેહમાં તે સદા, આગમ રયણ અછેહ ॥ ૫૦ ॥
૧૧ ॥ અનેક જીવને આશરી, શ્રુત છે અનાદિ અ-
નંત ॥ દ્રવ્યાદિક ચઉ ભેદમા, સાદિ અનાદિ વિર-
તંત ॥ ૫૦ ॥ ૧૨ ॥ સરિખા પાઠ છે સૂત્રમાં, તે
શ્રુત ગમિક સિદ્ધાંત ॥ પ્રાયે દૃષ્ટિવાદમાં, શોભિત
ગુણ અનેકાંત ॥ ૫૦ ॥ ૧૩ ॥ સરિખા આલાવા
નહી, તે કાલિક શ્રુતવંત॥ આગમિક શ્રુત એ પૂજીયે,
ત્રિકરણ યોગ હસંત ॥ ૫૦ ॥ ૧૪ ॥ અઢાર હજાર
પદે કરી, આંચારાંગ વખાણ ॥ તે આગલ દુગુણા
પદે, અંગપ્રવિષ્ટ સુઅનાણ ॥ ૫૦ ॥ ૧૫ ॥ બાર
ઉપાંગહ જેહ છે, અંગ બાહિર શ્રુત તેહ ॥ અનંગ-
પ્રવિષ્ટ વખાણીયે, શ્રુત લક્ષ્મીસૂરિ ગેહ ॥.૫૦ ॥૧૬॥
ઇતિ શ્રુતજ્ઞાનં. ॥



## ॥ अथ तृतीय अवधिज्ञान चैत्यवंदन ॥

અવધિ જ્ઞાન ત્રીજું કહ્યું, પ્રગટે આતમ પ્રત્યક્ષ ॥
ક્ષય ઉપશમ આવરણને‍ા, નવિ ઇંદ્રિય આપેક્ષ ॥ દેવ
નિરય ભવ પામતાં, હોય તેહને અવશ્ય ॥ શ્રદ્ધાવ

સમય લહે, મિથ્યાત વિભંગ વશ્ય ॥ નર તિરિય ગુણુથી લહે, શુભ પરિણામ સંયોગ ॥ કાઉસ્સગ્ગમાં મુનિ હાસ્યથી, વિઘટયો તે ઉપયોગ ॥ ૧ ॥ જઘન્યથી જાણે જૂએ, રૂપી દ્રવ્ય અનંતા ॥ ઉત્કૃષ્ટા સવિ પુદ્ગલા, મૂર્તિ વસ્તુ મુણંતા ॥ ક્ષેત્રથી લઘુ અંગુલતણો, ભાગ અસંખિત દેખે ॥ તેહમાં પુદ્ગલ ખંધ જે, તેહને જાણે પેખે ॥ લોક પ્રમાણે અવલોકમાં એ, ખંડ અસંખ્ય ઉક્કિટ્ઠ ॥ ભાગ અસંખ્ય આવલિતણો, અદ્ધા લઘુપણે દિઠ ॥ ૨ ॥ ઉત્સર્પિણી અવસર્પિણી એ, અતીત અનાગત અદ્ધા ॥ અતિશય સંખ્યા તિગપણે, સાંભળો ભાવ પ્રબંધા ॥ એક એક દ્રવ્યમાં ચાર ભાવ, જઘન્યથી તે નિરખે ॥ અસંખ્યાતા દ્રવ્ય દીઠ, પર્યવ ગુરૂથી પરખે ॥ ચાર ભેદ સંક્ષેપથી એ, નંદીસૂત્ર પ્રકાસે ॥ વિજયલક્ષ્મીસૂરિ તે લહે, જ્ઞાન ભક્તિ સુવિલાસે ॥ ૩ ॥ ઇતિ ચૈત્યવંદનં સમાપ્તં ॥

પછી નમુત્થુણં૦ ॥ જાવંતિ૦ ॥ નમોઽર્હત્૦ ॥ કહી સ્તવન કહેવું, તે કહે છે.

## ॥ અથ સ્તવન ॥

॥ કુમર ગભારો નજરે દેખતાં જી ॥ એ દેશી ॥

પૂજો પૂજો અવધિજ્ઞાનને પ્રાણિયારે, સમકિત વંતને એ ગુણ હોય રે ॥ સવિ જિનવર એ જ્ઞાને અવતરી રે, માનવ મહોદય જાય રે ॥ પૂજો૦ ॥ ૧ ॥ શિવરાજ ઋષિ વિપર્યય દેખતો રે, દ્વીપ સાગર સાત સાત રે ॥ વીર પસાયે દોષ વિભંગ ગયો રે, પ્રગટ્યો અવધિ ગુણ વિખ્યાત રે ॥ પૂજો૦ ॥ ૨ ॥ ગુરૂ સ્થિતિ સાધિક છાસઠ સાગરૂ રે, કોઇને એક સમય લઘુ જાણ રે ॥ ભેદ અસંખ્ય છે તરતમ યોગથી રે, વિશેષાવશ્યકમાં એહ વખાણ રે ॥ પૂજો૦ ॥ ૩ ॥ ચારશે એક લાખ તેત્રીશ સહસ છે રે, ઉહીનાણી મુણિંદ રે॥ ઋષભાદિક ચઉવીશ જિણંદનારે, નમે પ્રભુ પદ અરવિંદ રે ॥ પૂજો ॥ ૪ ॥ અવધિજ્ઞાની આણંદને દીએ રે, મિચ્છામિદુક્કડં ગોયમ સ્વામિ રે ॥ વરજો આશાતન જ્ઞાન જ્ઞાની તણી રે, વિજયલક્ષ્મી સુખ ધામ રે, ॥ પૂજો૦ ૫ ॥ ઇતિ અવધિ જ્ઞાન સ્તવનં ॥૩॥ પછી જયવીયરાય કહી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ત્રીજું અવધિજ્ઞાન આરાધવા નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં૦ ॥ વંદણ૦ ॥ અન્નત્થ૦ ॥ લોગસ્સનો કા૦ કરી ॥ ન૦ ચાર

નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી થોય કહેવી, તે લખીએ છીએ.



## ॥ અથ થુઇ ॥

॥ શંખેશ્વર સાહિબ જે સમરે ॥ એ દેશી ॥

ઉહીનાણસહિત સવિ જિનવરૂ, ચવિ જનની કૂખે અવતરૂ ॥ જસ નામે લહીયે સુખ તરૂ, સવિ ઇતિ ઉપદ્રવ સંહરૂ ॥ હરિ પાઠક સંશય સહરૂ, વીર મહિમા જ્ઞાન ગુણાયરૂં ॥ તે માટે પ્રભુજી વિશ્વંભરૂ, વિજયાંકિત લક્ષ્મી સુહંકરૂ ॥ ૧ ॥ ઇતિ સ્તુતિ ॥ પછી ખમાસમણ દેઈ ઉભા થઇ ગુણ વર્ણવવાને અર્થે પીઠિકાના દોહા કહેવા, તે કહે છે.



## ॥ दोहा ॥

અસંખ્ય ભેદ અવધિ તણા ષટ્ તેહમાં સામાન્ય ॥ ક્ષેત્ર પનક લઘુથી ગુરૂ, લોક અસંખ્ય પ્રમાણ ॥ ૧ ॥ લોચન પરે સાથે રહે, તે અનુગામિક ધામ॥ છાશઠ સાગર અધિક છે, એક જીવ આશરી ઠામ ॥ ॥ ૨ ॥ ઉપન્યો અવધિજ્ઞાનનો, ગુણ જેહને અવિ-

કાર ॥ વંદના તેહને માહરી, શ્વાસ માંહે સો વાર ॥ ૧ ॥ એ દુહો સર્વત્ર ખમાસમણે કહેવો ॥ જે ક્ષેત્રે ઉહી ઉપન્યું, તિહાં રહ્યો વસ્તુ દેખંત ॥ થિર દીપકની ઊપમા, અનનુગામી લહંત ॥ ઉપ૦ ॥ ૨ ॥ અંગુલ અસંખ્યેય ભાગથી, વધતું લોક અસંખ્ય ॥ લોકાવધિ પરમાવધિ, વર્દ્ધમાન ગુણ કંખ્ય ॥ ઉપ૦ ॥ ૩ ॥ યોગ્ય સામગ્રી અભાવથી, હીયમાન પરિણામ ॥ અધ અધ પૂરવ યોગથી, એહવો મનનો કામ ॥ ઉપ૦ ॥ ૪ ॥ સંખ્ય અસંખ્ય જોજન સુધી, ઉત્કૃષ્ટો લોકાંત ॥ દેખી પ્રતિપાતિ હોયે, પુદ્‌ગલ દ્રવ્ય એકાંત ॥ ઉપ૦ ॥૫॥ એક પ્રદેશ અલોકનો, પેખે જે અવધિનાણ ॥ અપડિવાઈ અનુક્રમે, આપે કેવલનાણ ॥ ઉપ૦ ॥ ૬ ॥ ઇતિ અવધિજ્ઞાન સંપૂર્ણ ॥ પછી ખમાસમણ દેઇ ચૈત્યવંદન કરવું.



## ॥ अथ चतुर्थ मनःपर्यव ज्ञान चैत्यवंदन ॥

શ્રી મનઃપર્યવ જ્ઞાન છે, ગુણ પ્રત્યયી એ જાણો ॥ અપ્રમાદિ ઋદ્ધિવંતને, હોય સંયમ ગુણઠાણો ॥ કોઇક ચારિત્રવંતને, ચઢતે શુભ પરિણામે ॥ મનના

ભાવ જાણે સહી, સાગારિ ઉપયોગ કામે ॥ ચિંતવિતા મનો દ્રવ્યના એ, જાણે ખંધ અનંતા ॥ આકાશે મનો-વર્ગણા, રહ્યા તે નવિ મુણંતા ॥૧॥ સંજ્ઞી પંચેંદ્રિય પ્રાણીયે, તનુ યોગે કરી ગ્રહીયા ॥ મન યોગે કરી મનપણે, પરિણમે તે દ્રવ્ય મુણીયા ॥ તિર્છું માણુસક્ષેત્રમાં, અઢી દ્વીપ સહિ વિલોકે ॥ તિર્છાલોકના મધ્ય-થી, સહસ જોયણ અધોલોકે ॥ ઊરધ જાણે જ્યોતિ-ષિથી લગે એ, પલિયનો ભાગ અસંખ્ય ॥ કાલથી ભાવ થયા થશે, અતીત અનાગત સંખ્ય ॥ ૨ ॥ ભાવથી ચિંતિત દ્રવ્યના, અસંખ્ય પર્યાય જાણે ॥ ઋજુમતિથી વિપુલમતિ, અધિકા ભાવ વખાણે ॥ મનના પુદ્ગલ દેખીને, અનુમાને ગ્રહે સાચું ॥ વિતથપણું પામે નહી, તે જ્ઞાને ચિત્ત રાચું ॥ અમૂર્તિ ભાવ પ્રગટપણે એ જાણે શ્રી ભગવંત ॥ ચરણ કમલ નમુ તેહનાં, વિજયલક્ષ્મી ગુણવંત ॥ ૩ ॥ ઇતિ ચૈત્યવંદનમ્ ॥ પછી નમુત્થુણં૦ ॥ જાવંતિ૦ ॥ નમોઽર્હત્૦ કહીયે.



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ જી રે જી ॥ એ દેશી ॥

જી રે મ્હારે શ્રી જિનવર ભગવાન, અરિહંત નિજ નિજ જ્ઞાનથી ॥ જી રે જી ॥ જી૦ સંયમ સમય જાણુંત, તવ લોકાંતિક માનથી ॥ જી રે જી॥૧॥ જી૦ ॥ તીર્થ વર્તાવો નાથ, ઇમ કહી પ્રણમે તે સુરા ॥ જી રે જી ॥ જી૦ ॥ ષટ અતિશયવંત દાન, લેઇ હરખે સુર નરા ॥ જી રે જી ॥ ૨ ॥ જી૦ ॥ ઇણવિધ સવિ અરિહંત, સર્વવિરતિ જબ ઉચ્ચરે ॥ જી રે જી ॥ જી૦ ॥ મનઃપર્યવ તવ નાણ, નિર્મલ આતમ અનુસરે ॥ જી રે જી ॥ ૩ ॥ જી૦ ॥ જેહને વિપુલમતિ તેહ, અપ્રતિપાતી પણે ઉપજે ॥ જી રે જી ॥ જી૦ ॥ અપ્રમાદિ રૂદ્ધિવંત, ગુણઠાણે ગુણ નીપજે ॥ જી રે જી ॥ ૪ ॥ જી૦ ॥ એક લક્ષ પીસ્તાલીશ હજાર, પાંચશે એકાણું જાણીએ ॥ જી રે જી ॥ જી૦ ॥ મનનાણી મુનિરાજ, ચોવીશ જિનના વખાણીયે ॥ જી રે જી ॥૫॥ જી૦ હું વંદૂ ધરી નેહ, સવિ સંશય હરે મનતણા ॥ જી રે જી ॥ જી૦ વિજયલક્ષ્મી શુભ ભાવ, અનુભવ જ્ઞાનના ગુણ ઘણા ॥ જી

રે જી ॥ ૬ ॥ ઇતિ મનઃ પર્યંવ જ્ઞાન સ્તવનં ॥



પછી જયવીયરાય કહી, ખમાસમણ દેઇ ઇચ્છા-કારેણ સં૦ ચોથું મનઃપર્યવ જ્ઞાન આરાધવા નિ-મિત્તં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં૦ ॥ વંદણ વ૦ ॥ અન્નથ્થ૦ લોગસ્સ૦ ન૦ ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી થોય કહેવી, તે લખીયે છીએ.



## ॥ अथ थोय लिख्यते. ॥

॥ શ્રી શંખેશ્વર પાસ જિનેશ્વર ॥ એ દેશી ॥

પ્રભુજી સર્વ સામાયિક ઉચ્ચરે, સિદ્ધ નમી મહ વારી જી ॥ છદ્મસ્થ અવસ્થા રહે છે જિહાં લગે, યોગાસન તપ ધારી જી ॥ ચોથું મનઃપર્યવ જ્ઞાન પામે, મનુજ લોક વિસ્તારી જી ॥ તે પ્રભુને પ્રણમો ભવિ પ્રાણી, વિજયલક્ષ્મી સુખકારી જી ॥ ઇતિ સ્તુતિ ॥ પછી ખમાસમણ દેઇ ઉભા રહી ગુણ સ્તવવા અર્થે પીઠિકાના દોહા કહેવા, તે લખીયે છીએ ॥



## ॥ अथ दोहा ॥

મનઃપર્યવ દુગ ભેદથી, સંયમ ગુણ લહી શુદ્ધ ॥ ભાવ મનોગત સંજ્ઞીના, જાણે પ્રગટ વિશુદ્ધ ॥ ૧ ॥ ઘટ એ પુરૂષે ધારીયો, ઇમ સામાન્ય ગ્રહંત ॥ પ્રાયે વિશેષ વિમુખ લહે, રૂજુમતિ મનહ મુણંત ॥ ૨ ॥ એ ગુણ જેહને ઉપન્યો, સર્વ વિરતિ ગુણઠાણ ॥ પ્રણમું હિતથી તેહના, ચરણ કમલ ચિત્ત આણ ॥૩॥ નગર જાતિ કંચન તણો, ધારયો ઘટ એહ રૂપ ॥ ઇમ વિશેષ મન જાણતો, વિપુલમતિ અનુરૂપ ॥ ૨ ॥ એ ગુણ જેહ ને૦ એ આંકણી ॥ ઇતિ મનઃપર્યવ જ્ઞાન સંપૂર્ણમ્ ॥

હવે ખમાસમણ દેઇને, પંચમ કેવલજ્ઞાનનું ચૈત્યવંદન કરવું, તે કહે છે.



## ॥ अथ चैत्यवंदन ॥

શ્રી જિન ચઉનાણી થઇ, શુકલધ્યાન અભ્યાસે ॥ અતિશય અતિશય આતમ રૂપ, ક્ષણ ક્ષણ પ્રકાશે ॥ નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દૂરે હોવે ॥ ચોથી

ઉજાગરા દશા, તેહનો અનુભવ જોવે૦ ક્ષપકશ્રેણી આ રોહિયા એ. અપૂર્વ શક્તિ સંયોગે ॥ લહી ગુણઠાણું બારમું, તુરીય કષાય વિયોગે ॥ ૧ ॥ નાણ દંસણ આવરણ મોહ, અંતરાય ઘનઘાતી ॥ કર્મ દુષ્ટ ઉ-ચ્છેદીને, થયા પરમાતમ જાતી ॥ દોય ધરમ સવિ વ-સ્તુના. સમયાંતર ઉપયોગ ॥ પ્રથમ વિશેષ પણે ગ્રહે, બીજે સામાન્ય સંયોગ ॥ સાદિ અનંત ભાંગે કરી એ, દર્શન જ્ઞાન અનંત ॥ ગુણઠાણું લહી તેરમું, ભાવ જિણંદ જયવંત ॥ ૨ ॥ મૂલ પયડિમાં એક બંધ, સત્તા ઉદયે ચાર ॥ ઉત્તરે પયડીના એક બંધ, તિમ ઉદય રહે બાયાલ ॥ સત્તા પંચાસી તણી, કર્મ જેહવાં રજ્જુ છાર ॥ મન વચ કાયા યોગ જાસ, અવિચલ અવિકાર ॥ સંયોગી કેવલી તણી એ, પામી દશાયે વિચરે ॥ અક્ષય કેવલજ્ઞાનના, વિજય-લક્ષ્મી ગુણ ઉચરે ॥ ૩ ॥ ઇતિ શ્રી કેવલજ્ઞાન ચૈત્યવંદનં ॥



પછી નમુથ્થુ૦ જાવંતિ૦ ॥ નમોર્હત્૦ ॥ કહી સ્તવન કહેવું, તે લખીયે છીએ.

## अथ स्तवन लिख्यते ॥

॥ કપૂર હોયે અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

શ્રી જિનવરને પ્રગટ થયું રે, ક્ષાયિકભાવે જ્ઞાન ॥ દોષ અઢાર અભાવથી રે, ગુણ ઉપન્યા તે પ્રમાણ રે ॥ ભવિયા, વંદો કેવલજ્ઞાન ॥૧॥ પંચમી દિન ગુણ ખાણ રે ॥ ભવિયા વંદો૦ એ આંકણી ॥ અનામીના નામનોરે, કિશ્યો વિશેષ કહેવાય ॥ એ તો મધ્ય ભાવે કરી રે, વચન ઉલ્લેખ ઠરાય રે ॥ ભવિ૦ ॥ ૨ ॥ વંદો૦ ॥ ધ્યાન ટાણે પ્રભુ તું હોય રે, અલખ અગોચર રૂપ ॥ પરા પશ્યંતિ પામીને રે, કાંઈ પ્રમાણે મુનિ રૂપ રે ॥ ભવિ૦ ॥ ૩ ॥ વંદો૦ ॥ છતી પર્યાય જે જ્ઞાનના રે, તે તો નવિ બદલાય ॥ જ્ઞેયની નવ નવી વર્તના રે, સમયમાં સર્વ જણાય રે ॥ ભવિ૦ ૪ ॥ ॥ વંદો ॥ બીજા જ્ઞાન તણી પ્રભા રે, એહમાં સર્વ સમાય ॥ રવિ પ્રભાથી અધિક નહી રે, નક્ષત્ર ગણ સમુદાય રે ॥ ભવિ૦ ॥ ૫ ॥ વંદો૦ ॥ ગુણ અનંતા જ્ઞાનના રે, જાણે ધન્ય નર તેહ ॥ વિજયલક્ષ્મી સૂરિ તે લહે રે, જ્ઞાન મહોદય ગેહ રે ॥ ભવિ૦ ॥૬॥ વંદો૦ ॥ ઇતિ કેવલ જ્ઞાન સ્તવનમ્ ॥ પછી ખમાસ-

મણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રી કેવલ-જ્ઞાન આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં ॥ વંદણ વ૦ ॥ અન્નત્થ૦ ॥ લોગસ્સ૦ ॥ ન૦ ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્૦ કહી થોય કહેવી, તે લખીયે છીયે.



## ॥ अथ थोइ ॥

છત્રત્રય ચામર, તરૂ અશોક સુખકાર ॥ દિવ્ય ધ્વનિ દુંદુભિ, ભામંડલ ઝલકાર ॥ વરસે સુર કુસુમે, સિંહાસન જિન સાર ॥ વંદે લક્ષ્મી સૂરિ, કેવલ જ્ઞાન ઉદાર ॥ ઇતિ સ્તુતિ ॥ પછી ખમાસમણ દેઇ ઉભા રહી ગુણ સ્તવવા અર્થે દોહા કહેવા, તે લખીયે છીએ.



## ॥ अथ दोहा लिख्यते ॥

બહિરાતમ ત્યાગે કરી, અંતર આતમ રૂપ ॥
અનુભવિ જે પરમાત્મા, ભેદ એકજ ચિદ્રૂપ ॥ ૧ ॥
પુરૂષોત્તમ, પરમેશ્વર, પરમાનંદ ઉપયોગ ॥ જાણે દેખે
સર્વને, સ્વરૂપ રમણ સુખ ભોગ ॥ ૨ ॥ ગુણ પર્યાય

અનંતતા, જાણે સઘલા દ્રવ્ય ॥ કાલ ત્રય વેદિ જિ-
ણુંદ, ભાષિત ભવ્યાભવ્ય ॥ ૩ ॥ અલોક અનંતો
લોકમાં, થાપે જેહ સમથ્થ ॥ આતમ એક પ્રદેશમાં,
વીર્ય અનંત પસત્થ ॥ ૪ ॥ કેવલ દંસણ નાણનો,
ચિદાનંદ ઘન તેજ ॥ જ્ઞાન પંચમી દિન પૂજીયે, વિ-
જયલક્ષ્મી શુભ હેજ ॥૫॥ ઇતિ શ્રી લક્ષ્મીસૂરિ કૃતં
વિધિ સહિતં શ્રી જ્ઞાનપંચમી દેવવંદનં સમાપ્તમ્ ॥



## ॥ अथ पंडित श्री रूपविजयजी कृत मौन एकादशीना देववंदन प्रारंभः

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

નગર ગજપુર, પુરંદર પુર, શોભયા અતિ જિ-
ત્વરં ॥ ગજ વાજિ રથ વર, કોટિ કલિતં, ઇંદિરા
ભૃત, મંદિરં ॥ નરનાથ બત્રીસ, સહસ સેવિત, ચ-
રણપંકજ, સુખકરં ॥ સુર અસુર વ્યંતર, નાથ પૂ-
જિત, નમો શ્રી અર, જિનવરં ॥ ૧ ॥ અપ્સરા સમ,
રૂપ અદ્ભુત, કલા યૌવન, ગુણ ભરી ॥ એક લાખ
બાણુ, સહસ ઉપર, સોહિએ, અંતેઉરી ॥ ચોરાશી
લખ ગજ, વાજી સ્યંદન, કોટિ છન્નૂ, ભટવરં ॥ સુર

અ૦ ॥૨॥ સગ પણિંદી, સગ એગિંદી, ચઉદ રત્નશું, શોભિતં ॥ નવ નિધાના–ધિપતિ નાકી, ભક્તિભાવ, ભૃતૈર્નતં ॥ કોટિ છન્નૂ, ગ્રામ નાયક, સકલ શત્રુ, વિજિત્વરં ॥ સુર અ૦ ॥ ૩ ॥ સહસ અષ્ટો–ત્તર સુલંછન, લક્ષિતં, કનકચ્છવિં ॥ ચિન્હ નંદા, વર્ત્ત શોભિત, સ્વપ્રભા, નિર્જિતં રવિં ॥ ચક્રિ સપ્તમ, ભુક્ત ભોગી, અષ્ટાદશમો, જિનવરં ॥ સુર અ૦ ॥ ૪ ॥ લોકાંતિકામર, બોધિતો જિન, ત્યક્ત રાજ્ય, રમાભરં ॥ મૃગશિર એકાદશી, શુક્લપક્ષે, ગ્રહિત સંયમ, સુખકરં ॥ અરનાથ પ્રભુ પદ, પદ્મ સેવન, શુદ્ધરૂપ સુખાકરં ॥ સુર અ૦ ॥ ૫ ॥ ઇતિ ચૈત્યવંદન. પછી નમુત્થુણં૦ જયવીયરાય અર્દ્ધા કહી ખમાસમણ દેઇને ચૈત્યવંદન કરવું, તે કહે છે.



## ॥ अथ चैत्यवंदन लिख्यते ॥

રાય સુદર્શન કુલ નભે, નૂતન દિનમણી રૂપ ॥ દેવી માતા જનમિયો, નમે સુરાસુર ભૂપ ॥ ૧ ॥ કુમર રાજ્ય ચક્રિપણે, ભોગવી ભોગ ઉદાર ॥ ત્રેશઠ સહસ વરષાં પછી, લીયે પ્રભુ સંયમભાર ॥ ૨ ॥ સ-

દસ પુરૂષ સાથે લીયે, સંયમ શ્રી જિનરાય ॥ તસ પદ પદ્મ નમ્યા થકી, શુદ્ધ રૂપ નિજ થાય ॥ ૩ ॥ ઇતિ ચૈત્યવંદન ॥ પછી જંકિંચિ૦ ॥ નમુત્થુણં૦ ॥ અરિહંત ચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી થોયો કહેવી, તે કહે છે.



## ॥ अथ थोयो लिख्यते ॥

શ્રી અરનાથ જિનેશ્વરૂ, ચક્રી સપ્તમ સોહે ॥ કનક વરણ છબિ જેહની, ત્રિભુવન મન મોહે ॥ ભોગ કરમનો ક્ષય કરી, જિન દીક્ષા લીધી ॥ મનપર્યવ નાણી થયા, કરી યોગની સિદ્ધી ॥ ૧ ॥ માગશિર શુદિ એકાદશી, અર દીક્ષા લીધી ॥ મલ્લિજનમ વ્રત કેવલી, નમી કેવલ રૂદ્ધિ ॥ દશ ક્ષેત્રે ત્રણ કાલનાં, પંચ પંચ કલ્યાણ ॥ તિણે એ તિથિ આરાધતાં, લહીએ શિવપુર ઠાણ ॥ ૨ ॥ અંગ ઇગ્યાર આરાધવાં, વલિ બાર ઉપાંગ ॥ મૂલસૂત્ર ચારે ભલાં, ષટ છેદ સુચંગ ॥ દશ પયન્ના દીપતા, નંદી અનુયોગદ્વાર ॥ આગમ એહ આરાધતાં, લહો ભવ જલ પાર ॥ ૩ ॥ જિનપદ સેવા નિત્ય કરે, સમકિત શુ-

ચિકારી ॥ જક્ષેશ જક્ષ સોહામણો, દેવી ધારણી સારી ॥ પ્રભુ પદ પદ્મની સેવના, કરે જે નરનારી ॥ ચિદાનંદ નિજ રૂપને, લહે તે નિરધારી ॥ ૪ ॥ ઇતિ સ્તુતિ ॥ પછી નમુત્થુણં૰ અરિહંત ચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પછી થોય કહેવી, તે કહે છે.



## ॥ अथ थोयो लिख्यते ॥

॥ શ્રી અર જિન ધ્યાવો ॥ પુણ્યના થોક પાવો સવિ દુરિત ગમાવો, ચિત્ત પ્રભુ ધ્યાન લાવો ॥ મદ મદન વિરાવો. ભાવના શુદ્ધ ભાવો ॥ જિનવર ગુણ ગાવો, જિમ લહો મોક્ષ ઠાવો ॥ ૧ ॥ સવિ જિન સુખકારી, ક્ષય કરી મોહ ભારી ॥ કેવલ શુચિ ધારી, માન માયા નિવારી ॥ થયા જગ ઉપગારી, ક્રોધ યોદ્ધા પહારી ॥ શુચિ ગુણ ગણધારી, જે વરયા સિદ્ધિ નારી ॥૨॥ નવતત્ત્વ વખાણી, સપ્તભંગી પ્રમાણી ॥ સગ નયથી મિલાણી, ચાર અનુયોગ ખાણી ॥ જિનવરની વાણી, જે સુણે ભવ્ય પ્રાણી ॥ તિણે કરી અઘ હાણી, જઇ વરે સિદ્ધિ રાણી ॥ ૩ ॥ સમકિતિ

નર નારી, તેહની ભક્તિકારી ॥ ધારણી સૂરિ સારી, વિઘ્નના થોક હારી ॥ પ્રભુ આણા કારી, લબ્ધિ લીલા વિહારી ॥ સંઘ દુરિત નિવારી, હોજ્યો આણંદ કારી ॥ ૪ ॥ ઇતિ સ્તુતિ ॥ પછી નમુત્થુણં કહી જાવંતી ચેઇઆઇં કહી પછી જાવંત કેવિસાહૂ કહી પછી સ્તવન કહેવું તે લખીએ છીએ.

## ॥ अथ स्तवन लिख्यते ॥

### ॥ ફતમલની ગીતની દેશી ॥

જગપતિ શ્રી અર જિન જગદીસ, હસ્તિનાગ પુર રાજીયો ॥ જગપતિ રાય સુદર્શન નંદ, મહિમા. મહિ માંહે ગાજીયો ॥ ૧ ॥ જગપતિ કંચન વરણ શરીર, કામિત પુરણ સુરતરૂ ॥ જગપતિ લંછન નંદાવર્ત, ત્રણ ભુવન મંગલકરૂ ॥ ૨ ॥ જગપતિ ષટ- ખંડ ભરત અખંડ, ચક્રવર્ત્તિની સંપદા ॥ જગપતિ સહસ બત્રીશ ભૂપાલ, સેવિત ચરણ કમલ સદા ॥ ૩ ॥ જગપતિ સોહે સુંદર થાન, ચઉસઠ સહસ અંતેઉરી ॥ જગપતિ ભોગવી ભોગ રસાલ, જોગદશા ચિત્તમાં ધરી ॥ ૪ ॥ જગપતિ સહસ પુરૂષ સંઘાત, મૃગશિર શુદિ એકાદશી, જગપતિ સંયમ લીયે પ્રભુ

ધીર, ત્રિકરણુ યોગ ઉલ્લસી ॥ ૫ ॥ જગપતિ ચોસઠ સુરપતિ તામ, ભક્તિ કરે ચિત્ત ગહગહી ॥ જગપતિ નાચે સુર વધુ કોડિ, અંગ મોડી આગલ રહી ॥ ૬ ॥ જગપતિ વાજે નવ નવ છંદ, દેવ વાજિંત્ર સોહામણાં ॥ સુરપતિ દેવદુષ્યઠવે ખંધ, પુષ્પ વૃષ્ટિ કરે સુર ઘણા ॥ ૭ ॥ જગપતિ ધન્ય વેલા ઘડી તેહ, ધન્ય તે સુર-નર ખેચરા ॥ જગપતિ જેણે કલ્યાણુક દીઠ, ધન્ય જનમ તે ભવ તરયા ॥ ૮ ॥ જગપતિ પ્રભુપદ પદ્મની સેવ, ત્રિકરણ શુદ્ધે જે કરે ॥ જગપતિ કરીય કરમનો અંત, શુદ્ધરૂપ નિજ તે વરે ॥ ૯ ॥ ઇતિ શ્રી અરજિન સ્તવનમ્ ॥ પછી જયવીયરાય અર્દ્ધા કહીને ચૈત્ય વંદન કહેવું, તે લખીયે છીયે.

## ॥ अथ चैत्यवंदन ॥

અવધિજ્ઞાને આભોગિને, નિજ દીક્ષા કાલ ॥ દાન સંવચ્છરી જિન દીયે, મનોવાંછિત તતકાલ ॥૧॥ ધન કણુ કંચન કામિની, રાજ ઋદ્ધિ ભંડાર ॥ છંડી સંયમ આદરે, સહસ પુરૂષ પરિવાર ॥ ૨ ॥ મૃગશિર શુદિ એકાદશી એ, સંયમ લીયે મહારાજ ॥

તસ પદ પદ્મ સેવન થકી, સીઝે સઘળાં કાજ ॥ ૩ ॥ ઇતિ ચૈત્યવંદનમ્ ॥ પછી નમુત્થુણં કહીને, જયવીયરાય સંપૂર્ણ કહેવા ॥ ઇતિ પ્રથમ દેવવંદન જોડા કહ્યો ॥ ૧ ॥ એજ રીતે બીજા ચાર જોડાની વિધિ જાણવી ॥ હવે બીજો જોડો કહેવો, ત્યાં પ્રથમ ત્રણ ચૈત્યવંદન કહે છે.



## ॥ अथ प्रथम चैत्यवंदन लिख्यते ॥

જય જય મલ્લિ જિણંદ ચંદ, ગુણ કંદ અમંદ ॥ નમે સુરાસુર ચંદ, તિમ ભૂપતિ વૃંદ ॥ ૧ ॥ કુસુમગેહ શય્યા કુસુમ, કુસુમાભરણ સોહાય ॥ જનની કુખે જબ જિન હુતા, મલ્લિ નામ તિણે ઠાય ॥ ૨ ॥ કુંભ નરેશ્વર કુલતિલો એ, મલ્લિનાથ જિનરાજ ॥ તસ પદ પદ્મ નમ્યા થકી, સિઝે સઘળાં કાજ ॥ ૩॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદનમ્ ॥

---

## ॥ अथ द्वितीय चैत्यवंदन लिख्यते ॥

નીલ વરણ દુઃખ હરણ, શરણ શરણાગત વત્સલ ॥ નિરૂપમ રૂપ નિધાન, સુજસ ગંગાજલ નિ-

રમલ ॥ ૧ ॥ સુગુણ સુરાસુર કોડિ, દોડિ નિત્ય સેવા સારે ॥ ભક્તિ જુક્તિ નિત્યમેવ, કરી નિજ જન્મ સુધારે ॥ ૨ ॥ બાલપણે જિનરાજને એ, સવિ મલી હુલરાવે ॥ જિન મુખ પદ્મ નિહાલીને, બહુ આણંદ પાવે ॥ ૩ ॥ ઇતિ દ્વિતીય ચૈત્યવંદનમ્ ॥



## ॥ अथ तृतिय चैत्यवंदन लिख्यते ॥

પુરૂષોત્તમ પરમાતમા, પરમ જ્યોતિ પરધાન ॥ પરમાનંદ સ્વરૂપ રૂપ, જગમાં નહી ઉપમાન ॥ ૧ ॥ મરકત રત્ન સમાન વાન, તનુ કાંતિ બિરાજે ॥ મુખ સોહા શ્રીકાર દેખી, વિધુમંડલ લાજે ॥ ૨ ॥ ઇંદિ વર દલ નયન સયલ, જન આણંદકારી ॥ કુંભરાય કુલ ભાણુ ભાલ, દીપિત મનોહારી ॥ ૩ ॥ સુરવધુ નરવધુ મલિ મલિ, જિનગુણ ગણ ગાતી ॥ ભક્તિ કરે ગુણ વંતની, મિથ્યા અઘ ઘાતી ॥૪॥ મલ્લિ જિણંદ પદ પદ્મની એ, નિત્ય સેવા કરે જેહ ॥ રૂપવિજય પદ સંપદા, નિશ્ચય પામે તેહ ॥ ૪ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદનમ્ ॥



## ॥ હવે થોય જોડા બે કહે છે ॥

## अथ थोयोनो प्रथम जोडो ॥

સુણ સુણ રે સાહેલી, ઉઠી સહુથી પહેલી ॥ કરી સ્નાન વહેલી, જિમ વધે પુણ્ય વેલી ॥ તજી મોહની પલ્લી, ખંડ કરી કામવલ્લી ॥ કરી ભક્તિ સુભલ્લી, પૂજિ જિનદેવ મલ્લી ॥૧॥ સવિ જિન સુખકારી, મોહ નિદ્રા નિવારી ॥ ભવિજન નિસ્તારી, વાણી સ્યાદ્વાદ ધારી ॥ નિર્મલ ગુણ ધારી, ધૌત મિથ્યાત ગારી ॥ નમિએ નર નારી, પાપ સંતાપ છારી ॥ ૨ ॥ મૃગશિર અજુઆલી, સર્વ તિથિમાં રસાલી ॥ એકાદશી પાળી, પાપની શ્રેણિ ગાલી ॥ આગમમાં રસાલી, તિથિ કહી તે સંભાળી ॥ શિવવધુ લટકાળી, પરણશે દેઈ તાળી ॥૩॥ વૈરૂટ્યા દેવી, ભક્તિ હિયડે ધરેવી ॥ જિન ભક્તિ કરેવી, તેહનાં દુઃખ હરેવી ॥ મન મહિર કરેવી, લચ્છી લીલા વરેવી ॥ કવિ રૂપ કહેવી, દેજો સુખ નિત્ય મેવી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयोनो बीजो जोडो ॥

મિથુલાપુરી જાણી, સ્વર્ગ નગરી સમાણી ॥ કું-
ભ નૃપ ગુણખાણી, તેજથી વજ્રપાણી ॥ પ્રભાવતી
રાણી, દેવનારી સમાણી ॥ તસ કુખ વખાણી, જ-
ન્મ્યા જિહાં મલ્લિ નાણી ॥ ૧ ॥ દિશિકુમરી આવે,
જન્મ કરણી ઠરાવે ॥ જિનના ગુણ ગાવે, ભાવના
ચિત્ત ભાવે ॥ જન્મોત્સવ દાવે, ઈંદ્ર સુર શોભ ઠાવે ॥
હરિ જિન ગૃહ આવે, લેઇ પ્રભુ મેરૂ જાવે ॥૨॥ અ-
ચ્યુત સુર રાજા, સ્નાત્ર કરે ભકિત ભાજા ॥ નિજ
નિજ સ્થિતિ ભ્રાજા, પૂજે જિન ભક્તિ તાજા ॥ નિજ
ચઢત દિવાજા, સૂત્ર મર્યાદ ભાજા ॥ સમકિત કરી સા-
જા, ભોગવે સુખ માજા, ॥૩॥ સુરવધુ મલી રંગે, ગાય
ગુણ બહુ ઉમંગે ॥ જિન લઇ ઉચ્છરંગે, ગોદ થાપે
ઉમંગે ॥ જિન પતિને સંગે, ભક્તિ રંગ પ્રસંગે ॥
સંઘ ભક્તિ તરંગે, પામે લચ્છી અભંગે ॥ ૪ ॥ ઇતિ
સ્તુતિ ॥ એ થોયોના બે જોડા કહ્યા ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ મારો પ્રીયુડો પરઘર જાય, સખી શું કહીયેરે ॥
॥ કિમ એકલડાં રહેવાય, વિયોગે મરિયેરે ॥ એ દેશી ॥

મિથિલા તે નયરી દીપતી રે, કુંભ નૃપતિ કુલ હંસ ॥ મલ્લિ જિણંદ સોહામણો રે, સયલ દેવ અવતંસ ॥ ૧ ॥ સખી સુણ કહિયે રે, મ્હારો જિનજી મોહનવેલિ, હિયડે વહિયે રે ॥ એ આંકણી ॥ છપ્પન દિશી કુમરી મલી રે, કરતી જન્મનાં કાજ ॥ હેજાલી હરખે કરી રે, હુલરાવે જિનરાજ ॥ સખી૦ ॥૨॥ ॥ મહારો૦ ॥ વીણ વજાવે વાલહી રે, લળી લળી જિન ગુણ ગાય ॥ ચિરંજીવો એ બાલુડો રે, જિમ કંચન ગિરિ રાય ॥ સખી૦ ॥ ૩ ॥ મહા૦ ॥ કેઈ કરમા વીંજણ ગ્રહી રે, વીંજે હરખે વાય ॥ ચતુરા ચામર ઢાળતી રે, સુરવધુ મન મકલાય ॥ સખી૦ ॥૪॥ ॥ મહા૦ ॥ નાચે સાચે પ્રેમથી રે, રાચે માચે ચિત્ત ॥ જાચે સમકિત શુદ્ધતા રે, ભવજલ તરણ નિમિત્ત ॥ સ૦ ॥ ૫ ॥ ॥ મહા૦ ॥ ઉર શિર સ્કંધ ઉપર ધરે રે, સુરવધુ હોડા હોડિ ॥ જગત તિલક ભાલે ધરી રે, કરતી મોડા મોડિ ॥ સ૦ ॥ ૬ ॥ મહા૦ તવ સુરપતિ

સુરગિરિ શિરે રે, નમન કરે કરજોડિ ॥ તીર્થોદક કુંભા ભરી રે, સાઠ લાખ એક કોડિ ॥ સ૦ ॥ ૭ ॥મહા૦॥ જિન જનની પાસે ઠવી રે, વરસી રયણની રાશિ ॥ સુરપતિ નંદીશ્વર ગયા રે. ધરતાં મન ઉલ્લાસ ॥સ૦॥ ॥ ૮ ॥ મહા૦ ॥ સુરપતિ નરપતિએ કરયો રે, જન્મ ઉચ્છવ અતિ ચંગ ॥ મલ્લિ જિણંદ પદ પદ્મશું રે, રૂપ વિજય ધરે રંગ ॥ સ૦ ॥ ૯ ॥ મહા૦ ॥ ઇતિ દ્વિતીય જોડા સંપૂર્ણ ॥



## ॥ अथ तृतिय जोडो प्रारभ्यते ॥

## ॥ अथ प्रथम चैत्यवंदन ॥

અદ્‌ભૂત રૂપ સુગંધિ સુવાસ, નહીં રોગ વિકાર॥ મેલ નહી જસ દેહ રેહ, પરસ્વેદ લગાર ॥ ૧ ॥ સાગર વર ગંભીર ધીર, સુરગિરિ સમ જેહ ॥ ઔપધિપતિ સમ સૌમ્ય કાંતિ, વર ગુણ ગણ ગેહ ॥ ૨ ॥ સહસ અષ્ટોત્તર લક્ષણે એ, લક્ષિત જિનવર દેહ ॥ તસ પદ પદ્મ નમ્યા થકી, ન રહે પાપની રેહ ॥ ૩॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

મલ્લિનાથ શિવ સાથ, આઠ વર અક્ષયદાયી ॥
છાજે ત્રિભુવન માંહિ, અધિક પ્રભુની ઠકુરાઇ ॥ ૧ ॥
અનુત્તર સુરથી અનંત ગુણ, તનુ શોભા છાજે ॥
આહાર નિહાર અદશ જાસ, વર અતિશય રાજે ॥૨॥
મૃગશિર શુદિ એકાદશી એ, લીયે દીક્ષા જિનરાજ ॥
તસ પદ પદ્મ નમ્યા થકી, સીઝે સઘળાં કાજ ॥ ૩ ॥
ઇતિ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

જયજય મલ્લિ જિણંદ દેવ, સેવા સુરપતિ સારે ॥
મૃગશિર શુદિ એકાદશી, સંગમ અવધારે ॥૧॥ અ-
ભ્યંતર પરિવારમે, સંયતિ ત્રણશે જાસ ॥ ત્રણશે પટ
નર સંયમે, સાથે વ્રત લીએ ખાસ ॥ ૨ ॥ દેવદુષ્ય
ખંધે ધરીએ, વિચરે જિનવર દેવ ॥ તસ પદ પદ્મની
સેવના, રૂપ કહે નિત્ય મેવ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयोनो प्रथम जोमो ॥

નમો મલ્લિ જિણંદા, જિમ લહો સુખ વૃંદા ॥ દલિ દુરગતિ દંદા, ફેરિ સંસાર ફંદા ॥ પદ યુગ અર વિંદા, સેવિયે થઇ અમંદા ॥ જિમ શિવસુખ કંદા, વિસ્તરે છંડિ દંદા ॥ ૧ ॥ જિનવર જયકારી, વિશ્વ ભવ્યોપકારી ॥ કરે જબ વ્રત ત્યારી, જ્ઞાન ત્રીજે નિહારી ॥ તવ સુર અધિકારી, વીનવે, ભક્તિ ધારી ॥ વરો સંયમ નારી, પરિગ્રહારંભ છારી ॥ ૨ ॥ મણ- પજ્જવ નાણી, હુઆ ચારિત્ર ખાણી ॥ સુરનર ઇં- દ્રાણી, વંદે બહુ ભાવ આણી ॥ તે જિનની વાણી, સૂત્રમાંહિં લખાણી॥ આદરે જેહ પ્રાણી, તે વરે સિદ્ધિ રાણી, ॥ ૩ ॥ પારણું જસ ગેહે, નાથ કરે જઈ સ્વ- દેહે ॥ ભરે કંચન મેહે, ઉકતસ દેવ નેહે ॥ સંઘ દુ- દિન હરેહિં, દેવ દેવી વરેહિં ॥ કુબેર સુરેહિં, રૂપ વિજય પ્રદેહિં ॥ ૪ ॥ ઇતિ થોયો ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

મલ્લિ જિન નામે, સંપદા કોડિ પામે ॥ દુરગતિ

દુઃખ વામે, સ્વર્ગનાં સુખ જામે॥ સંયમ અભિરામે, જે યથાખ્યાત નામે ॥ કરી કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિ ધામે ॥ ૧ ॥ પંચ ભરહ મઝાર, પંચ ઐરવત્ત સાર ॥ ત્રિહું કાલ વિચાર, નેવુ જિનનાં ઉદાર ॥ કલ્યાણક વાર, જાપ જપિયે શ્રીકાર ॥ જિમ કરી ભવ પાર, જઈ વરો સિદ્ધિ નાર ॥ ૨ ॥ જિનવરની વાણી, સૂત્ર માંહે ગુંથાણી ॥ ષટ દ્રવ્ય વખાણી, ચાર અનુયોગ ખાણી ॥ સગભંગી પ્રમાણી, સપ્તનયથી ઠરાણી ॥ સાંભળે.દિલ આણી, તે વરે સિદ્ધિરાણી ॥૩॥ વૈરૂટ્યા દેવી, મલ્લિ જિન પાય સેવી ॥ પ્રભુગુણ સમરેવી, ભક્તિહિયડે ધરેવી ॥ સંઘ દુરિત હરેવી, પાંપ સંતાપ ખેવી ॥ રૂપ વિજય કહેવી, લચ્છી લીલા વરેવી ॥ ૪ ॥ ઇતિ.



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ સખી આવી દેવ દીવાલી રે ॥ એ દેશીં ॥

પંચમ સુરલોકના વાસી રે, નવ લોકાંતિક સુવિલાસી રે, કરે વિનતિ ગુણની રાશી ॥ ૧ ॥ મલ્લિજન નાથજી વ્રત લીજે રે ॥ ભવિ જીવને .શિવસુખ

દીજે ॥ મલ્લિ૦ ॥ એ આંકણી ॥ તુમે કરૂણારસ ભંડાર રે, પામ્યા છો ભવજલ પાર રે, સેવકનો કરો ઉદ્ધાર ॥ મલ્લિ૦ ॥ ૨ ॥ ભવિ૦ પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગનાં દારિદ્ર દુઃખ કાપે રે, ભવ્યત્વ પણે તસ છાપે ॥ મ૦ ॥૩॥ ભવિ૦ સુરપતિ સવલા મલિ આવે રે, મણિ રયણ સોવન વરસાવે રે, પ્રભુ ચરણે શીશ નમાવે ॥ મ૦ ॥ ૪ ॥ ભવિ૦ ॥ તીર્થોદક કુંભા લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે, સુરપતિ ભક્તે નવરાવે ॥ મલ્લિ૦ ॥૫॥ ભવિ૦ ॥ વસ્ત્રાભરણે શણગારે રે, ફુલ માળા હૃદય પર ધારે રે, દુખડાં ઇંદ્રાણી ઉવારે રે ॥ મ૦ ॥ ૬ ॥ ભવિ૦ મલ્યા સુર નર કોડા કોડી રે, પ્રભુ આગે રહ્યા કરજોડીરે, કરે ભક્તિ યુક્તિ મદ મોડી ॥ મ૦ ॥ ૭ ॥ ભવિ૦ મૃગશિર શુદિની અજુઆલી રે, એકાદશી ગુણની આલી રે, વરયા સંયમ વધુ લટકાલી ॥ મ૦ ॥૮॥ ભવિ૦॥ દીક્ષા કલ્યાણક એહ રે, ગાતાં દુઃખ ન રહે રેહ રે, લહે રૂપવિજય જસ નેહ ॥ મ૦ ॥૯॥ ભવિ૦ ॥ ઇતિ શ્રી મલ્લિજિન સ્તવનમ્ ॥ ઇતિ ત્રીજો જોડો ॥



## ॥ अथ चोथो जोमो प्रारंभ ॥

॥ ત્યાં પ્રથમ ત્રણ ચૈત્યવંદન કહે છે ॥

વૈદર્ભ દેશ મિથિલાપુરી, કુંભ નૃપતિ કુલભાણ ॥ પુણ્યવલ્લી મલ્લિ નમો, ભવિયણ સુહઝાણ ॥ ૧ ॥ પણવિશ ધનુષની દેહડી, નીલ વરણ મનોહાર ॥ કુંભ લંછન કુંભની પરે, ઉતારે ભવ પાર ॥૨॥ મૃગશિર શુદિ એકાદશી એ, પામ્યા પંચમ નાણ ॥ તસ પદ પદ્મ વંદન કરી, પામો શાશ્વત ઠાણ ॥ ૩ ॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥



## ॥ अथ द्वितिय चैत्यवंदन ॥

પહેલું ચોથું પાંચમું, ચારિત્ર ચિત્ત લાવે ॥ ક્ષપક શ્રેણી જિનજી ચઢી, ઘાતિકર્મ ખપાવે ॥ ૧ ॥ દીક્ષા દિન શુભ ભાવથી, ઉપન્યું કેવલ નાણ ॥ સમવસરણ સુર વર રચે, ચઉવિહ સંઘ મંડાણ ॥ ૨ ॥ વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય ॥ તસપદ પદ્મ નમ્યા થકી, ચિદ્રુપે ચિત્ત ઠાય ॥ ૩ ॥ ઇતિ દ્વિતીય ચૈત્યવંદન ॥



## ॥ अथ तृतिय चैत्यवंदन ॥

જય નિર્જિત મદમલ્લ, શલ્યત્રય વર્જિત સ્વામી ॥ જય નિર્જિત કંદર્પ દપ, નિજ આતમરામી ॥૧॥ દુર્જય ઘાતિકર્મ મર્મ, ભંજન વડવીર ॥ નિર્મલ ગુણ સંભાર સાર, સાગર વર ગંભીર ॥ ૨ ॥ અનંત જ્ઞાન દર્શન ધરૂ એ, મલ્લિ જિણંદ મુણિંદ ॥ વદન પદ્મ તસ દેખતાં, લહે ચિદ્રૂપ અમંદ ॥ ૩ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદન ॥



## ॥ अथ थोयो जोडा बे लिख्यते ॥

નમો મલ્લિ જિણંદા, જાસ નમે દેવ વૃંદા ॥ તિમ ચોસઠ ઇંદા, સેવે પાદારવિંદા ॥ દુરગતિ દુઃખ દંદા, નામથી સુખ કંદા ॥ પ્રભુ સુજસ સુરિંદા, ગાય ભક્તે નરિંદા ॥ ૧ ॥ નવતિ જિનરાયા, શુક્લ ધ્યાને સુહાયા ॥ સોહં પદ પાયા, ત્યક્ત મદ મોહ માયા ॥ સુર નર ગુણ ગાયા, કેવલ શ્રી સુહાયા ॥ તે સવિ જિન રાયા, આપજો મોક્ષ માયા ॥ ૨ ॥ કેવલ વર નાણે, વિશ્વના ભાવ જાણે ॥ બાર પરષદ ઠાણે, ધર્મ જિનજી વખાણે ॥ ગણધર તિણે ટાણે, ત્રિપ-

દીએ અર્થ માણે ॥ જે રહે સુહઝાણે, તે રમે આત્મ નાણે ॥૩॥ વૈરૂટ્યા દેવી, ભક્તિ હિયડે ધરેવી ॥ જિન સેવ કરેવી, વિઘ્નનાં વૃંદ ખેવી ॥ ગંધ દુરિત હરેવી, લચ્છી લીલા વરેવી ॥ રૂપ વિજય કહેવી, આપજો મૌજ દેવી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ द्वितिय स्तुति ॥

મલ્લિ જિનરાજા સેવીયે પુણ્ય ભાજા ॥ જિમ ચઢત દિવાજા, પામિયે સુખ તાજા ॥ કોઇ લોપે ન માજા, નિત્ય નવા સુખ સાજા ॥ કોઇ ન કરે જાજા, પુણ્યની એહ માજા ॥ ૧ ॥ મલ્લિ નમી નામે, કેવલ જ્ઞાન પામે ॥ દશ ખેત્ર સુઠામે, તિમજ ભિન્ન ભિન્ન નામે ॥ ત્રણ્ય કાલ નિમામે, ઘાતિયાં કર્મ વામે ॥ તે જિન પરિણામે, જઇ વસે સિદ્ધિ ધામે ॥ ૨ ॥ જિનવરની વાણી, ચાર અનુયોગ ખાણી ॥ નવતત્ત્વ વખાણી, દ્રવ્ય ષટમાં પ્રમાણી ॥ ગણધરે ગુંથાણી, સાંભલે જેહ પ્રાણી ॥ કરી કર્મની હાણી, જઇ વરે સિદ્ધિ રાણી ॥ ૩ ॥ સુર કુબેર આવે, શીશ જિનને નમાવે ॥ મિથ્યાત ખપાવે, શુદ્ધ સમ્યકત્વ પાવે ॥

પુણ્ય થોક જમાવે, સંઘ ભક્તિ પ્રભાવે ॥ પદ્માવજય સુહાવે, શિષ્ય તસ રૂપ ગાવે ॥ ૪ ॥ ઇતિ સ્તુતિ ॥



## अथ स्तवन लिख्यते ॥

॥ સાંભલ રે તું સજની મોરી, રજની કિહાં રમી આવી જી રે ॥ એ દેશી ॥

મલ્લિ જિનેશ્વર અરચિત કેશર, અલવેસર અવિનાશી જી ॥ પરમેશ્વર પૂરણ પદ ભોક્તા, ગુણરાશી શિવ વાસી ॥ જિનજી ધ્યાવો જી ॥ ૧ ॥ મલ્લિજિણંદ મુણિંદ, ગુણ ગણ ગાવો જી ॥ એ આંકણી ॥ મૃગશિર શુદિ એકાદશી દિવસે, ઉપન્યું કેવલનાણ જી ॥ લોકાલોક પ્રકાશક ભાસક, પ્રગટયો અભિનવ ભાણ ॥ જિ૦ ॥ ૨ ॥ મલ્લિ૦ ॥ મત્યાદિક ચઉ નાણનું ભાસન, એહમાં સકલ સમાય જી ॥ ગ્રહ ઉડુ તારા ચંદ પ્રભા જિમ, તરણી તેજમાં જાય ॥ જિન૦ ॥ ૩ ॥ મ૦ ॥ જ્ઞેયભાવ સવિ જ્ઞાને જાણે, જે સામાન્ય વિશેષ જી ॥ આપ સ્વભાવે રમણ કરે પ્રભુ, તજી પુદ્ગલ સંક્લેશ ॥ જિન૦ ॥ ૪ ॥ મ૦ ॥ ચાલીશ સહસ મહામુનિ જેહના, રત્નત્રયિ આધાર જી ॥ સહસ

પંચાવન સાહુણી જાણો, ગુણમણિ રયણ ભંડાર ॥ જિ૦ ॥ ૫ ॥ મ૦ ॥ શત સમ ન્યૂન સહસ પંચાવન, વરસ કેવલ ગુણ ધરતા જી ॥ વિચરે વસુધા ઉપર જિનજી, બહુ ઉપગારને કરતા ॥ જિ૦ ॥ ૬ ॥ મ૦ કેવલનાણ કલ્યાણક જિનનું, જે ભવિયણ નિત્ય ગાવે જી ॥ જિન ઉત્તમ પદ પદ્મ પ્રભાવે, શુદ્ધ રૂપ તે પાવે ॥ જિ૦ ॥ ૭ ॥ મ૦ ॥ઇતિ સ્તવનં ॥ ઇતિ ચોથો દેવવંદન જોડો સંપૂર્ણ ॥



## ॥ અથ પાંચમો જોડો લિખ્યતે ॥

### ॥ તિહા પ્રથમ ચૈત્યવંદન ॥

સકલ સુરાસુર ઇંદ વૃંદા, ભાવે કરજોડી ॥ સેવે પદપંકજ સદા, જઘન્ય થકી એક કોડી ॥ ૧ ॥ જાસ ધ્યાન એક તાન, કરે જે સુરનર ભાવે ॥ સંકટ કષ્ટ દૂરે ટલે, શુચિ સંપદ પાવે ॥ ૨ ॥ સર્વ સમિહિત પૂરવા એ, સુરતરૂ સમ સોહાય ॥ તસ પદ પદ્મ પૂજ્યા થકી, નિશ્ચય શિવ સુખ થાય ॥ ૩ ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन॥

નમો નમો શ્રીનેમિ જિનવરૂ, જગનાથ નગીનો॥ પદ યુગ પ્રેમે જેહના, પૂજે પતિ શચિનો ॥ ૧ ॥ સિંહાસન આસન કરી, જગ ભાસન જિનરાજ ॥ મધુર ધ્વનિ દીયે દેશના, ભવિ જનને હિત કાજ ॥ ૨ ॥ ગુણ પાંત્રીશ અલંકરી એ, પ્રભુ મુખ પદ્મની વાણી ॥ તે નમિ જિનની સાંભલી, શુદ્ધ રૂપ લહે પ્રાણી ॥ ૩ ॥ ઇતિ



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

સકલ મંગલ કેલિ કમલા, મંદિરં ગુણ સુંદરં ॥ વર કનક વર્ણ સુપર્ણ પતિ જસ, ચરણ સેવે મનહરં ॥ અમરાવતી સમ નયરી મિથિલા, રાજ્ય ભાર ધુરાધરં ॥ પ્રણમામિ શ્રી નમિનાથ જિનવર, ચરણ પંકજ સુખકરં ॥ ૧ ॥ ગજ વાજિ સ્યંદન દેશ પુર ધન, ત્યાગ કરી ત્રિભુવન ધણી ॥ ત્રણશે અઠ્યાશી ક્રોડિ ઉપર, દીએ લખ એશી ગણી ॥ દીનાર જનની જનક નામાંકિત, દીયે ઇચ્છિત જિનવરં ॥ પ્રણ૦ ॥

२ ॥ સહસ્રામ્ર વનમાં સહસ નર યુત, સૌમ્ય ભાવ સમાચરે ॥ નર ક્ષેત્ર સંજ્ઞી ભાવ વેદી, જ્ઞાન મનઃપર્યવવરે ॥ અપ્રમત્ત ભાવે ઘાતિ ચઉખય, લહે કેવલ દિનકરં ॥ પ્રણ૦ ॥ ૩ ॥ તવ સકલ સુરપતિ ભક્તિ નતિ કરી, તીર્થપતિ ગુણ ઉચ્ચરે ॥ જય જગત જંતુ જાત કરૂણા, વત તું ત્રિભુવન શિરે ॥ જય અકલ અચલ અનંત અનુપમ, ભવ્ય જન મન ભયહરં ॥ પ્રણ૦ ॥૪॥ સપ્તદશ જસ ગણ ધરા મુનિ. સહસ વિંશતિ ગુણનીલા ॥ સહસ એકતાલીશ સાહુણી, સોલસે કેવલી ભલા ॥ જિનરાજ ઉત્તમ પદ્મની પરે, રૂપવિજય સુહાકરં ॥ પ્રણ૦ ॥ ૫ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદનમ્ ॥



## अथ थोयो जोडा बे ॥

શ્રી નમિજિન નમિયે, પાપ સંતાપ ગમીયે ॥ નિજ તત્ત્વમાં રમીયે, સર્વ અજ્ઞાન વમીએ ॥ સવિ વિઘ્નને દમીયે, વર્તિએ પંચ સમીયે ॥ નવિ ભવ વનં ભમીયે, નાથ આણા ન કમીયે ॥૧॥ દશે ખેત્રના ઇશ, તીર્થપતિ જેહ ત્રીશ ॥ ત્રિહું કાલ ગણીશ, નેવુ જિ-

નવર નમીશ ॥ અર્હંતે પદ ત્રીશ, સાઠ દીક્ષા જપીશ ॥ કેવલી જગદીશ, સાઠ સંખ્યા ગણીશ ॥ ૨ ॥ સગ નય યુત વાણી, દ્રવ્ય છક્કે ગવાણી ॥ સગ ભંગી ઠ-રાણી, નંદ તત્ત્વે વખાણી ॥ જે સુણે ભવિ પ્રાણી, શુદ્ધ શ્રદ્ધાન આણી ॥ તે વરે શિવરાણી, શાશ્વતાનંદ ખાણી ॥ ૩ ॥ દેવી ગંધારી, શુદ્ધ સમ્યક્ત્વ ધારી ॥ પ્રભુ સેવા કારી, સંઘ ચઉવિહ સંભારી ॥ કરે સે-વના સારી, વિઘ્ન દૂરે વિદારી ॥ રૂપવિજયને પ્યારી, નિત્ય દેવી ગંધારી ॥ ૪ ॥ ઇતિ પ્રથમ થોય જોડો. ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

નમિ જિન જયકારી, સેવિયે ભક્તિ ધારી ॥ મિ-થ્યાત્વ નિવારી, ધારીએ આણ સારી ॥ પર ભાવ વિસારી, સેવિયે સુખકારી ॥ જિમ લહો શિવ નારી, કર્મ મલ દૂરે ડારી ॥ ૧ ॥ વર કેવલનાણી, વિશ્વના ભાવ જાણી ॥ શુચિ ગુણ ગણ ખાણી, શુદ્ધ સત્તા પ્ર-માણી ॥ ત્રિભુવનમાં ગવાણી, કીર્તિ કાંતા વખાણી ॥ તે જિન ભવિ પ્રાણી, વંદીયે ભાવ આણી ॥૨॥ આ-ગમની વાણી, સાત નયથી વખાણી ॥ નવતત્ત્વ ઠરા

ણી, દ્રવ્ય ષટ્માં પ્રમાણી ॥ સગ ભંગ ભરાણી, ચાર અનુયોગે જાણી ॥ ધન્ય તાસ કમાણી, જે ભણે ભાવ આણી ॥ ૩ ॥ એકાદશી સારી, મૃગશીર્ષે વિચારી ॥ કરે જે નર નારી, શુદ્ધ સમ્યકત્ત્વ ધારી ॥ તસ વિઘ્ન વિદારી, દેવી ગંધારી સારી ॥ રૂપવિજયને ભારી, આપજો લચ્છી પ્યારી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

થારા મહોલા ઉપર મેહ ઝબૂકે વીજલી,
મારા લાલ ॥ એ દેશી ॥

પરમ રૂપ નિરંજન, જન મન રંજણો ॥લલના॥ ભક્તિવત્છલ ભગવંત, તું ભવ ભય ભંજણો ॥લ૦॥ જગત જંતુ હિતકારક, તારક જગધણી ॥લ૦॥ તુજ પદ પંકજ સેવ, હેવ મુજને ઘણી ॥લ૦ ॥૧॥ આવ્યો રાજ હજૂર, પૂરવ ભગતિ ભરે ॥લ૦॥ આપો સેવના આપ, પાપ જિમ સવિ ટલે ॥લ૦॥ તુમ સરિખા.મ-હારાજ, મેહેર જો નહિ કરે ॥લ૦॥ તો અમ સરિખા જીવનાં કારજ કિમ સરે ॥ લ૦ ॥ ૨ ॥ જગતારક જિનરાજ, બિરૂદ છે તુમ તણો ॥લ૦॥ આપો સમ-

કિત દાન, પરાયા મત ગણો ॥ લ૦ ॥ સમરથ જાણી દેવ, સેવના મેં કરી ॥ લ૦ ॥ તુંહિજ છે સમરથ, તરણ તારણ તરી ॥ લ૦ ॥ ૩ ॥ મૃગશિર શિત એકાદશી, ધ્યાન શુકલ ધરી ॥ લ૦ ॥ ઘાતિકરમ કરી અંત કે, કેવલ શ્રી વરી ॥ લ૦ ॥ જગ નિસ્તારણ કારણ, તીરથ થાપીયો ॥ ૯૦ ॥ આતમ સત્તા ધર્મ, ભવ્યને આપીયો ॥ લ૦ ॥૪॥ અમ વેલા કિમ આજ, વિલંબ કરી રહ્યા ॥ લ૦ ॥ જાણો છો મહારાજ, સેવકે ચરણાં ગ્રહ્યાં ॥ લ૦ ॥ મન માન્યા વિના માહરૂં, નવિ છોડુ કદા ॥ લ૦ ॥ સાચો સેવક તેહ જે, સેવ કરે સદા ॥ લ૦ ॥ ૫ ॥ વપ્રા માત સુજાત, કહાવો શ્યું ઘણું ॥ લ૦ ॥ આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું ॥ લ૦॥ જિન ઉત્તમ પદ પદ્મ, વિજય પદ દીજીએ ॥ લ૦ ॥ રૂપવિજય કહે સાહિબ, મુજરો લીજીએ ॥ લ૦ ॥ ૬ ॥ ઇતિ શ્રી નમિનાથ જિન સ્તવન ॥ પછી નમુત્થુણં કહી જયવીયરાય સંપૂર્ણ કહેવા ॥ ઇતિ પંડિત શ્રી રૂપવિજયજી કૃત મૌનએકાદશીના દેવવંદન સમાપ્ત ॥



## ॥ अथ श्री ज्ञानविमलसुरि कृत मौन एकादशीना देववंदन लिख्यते ॥

એનો વિધિ પ્રથમના દેવવંદન પ્રમાણે સર્વ ઇહાં પણ જાણી લેવો.



## ॥ अथ प्रथम चैत्यवंदन लिख्यते ॥

સયલ સંપતિ સયલ, સંપત્તિ તણો દાતાર ॥ શ્રી અરનાથ જિનેસરૂં, શુદ્ધ દરિસણ જેહ આપે ॥ ભૂપ સુદર્શન નંદનો, કઠિન કર્મ વન વેલિ કાપે ॥ એહીજ ચક્રી સાતમો, અઢારસમો જિન એહ ॥ જ્ઞાન વિમલ સુખ સુમસનો, વર ગુણ મણિનો ગેહ ॥ ૧ ॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદનમ્ ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

કલ્પતરૂવર કલ્પતરૂવર, આજ મુજ બાર ॥ ફલ દલ સંયુત પ્રગટિઉ, કામકુંભ શુભ સુરવેલિ પાઇ ॥ ચિંતામણિ કરતલે ચઢિયો, કામધેનુ ઘર આજ આઇ ॥ ॥ દોષ અઢાર રહિત પ્રભુ દીઠો, સવિ સુખકાર ॥

જ્ઞાનવિમલ અરજિન તણા, ગુણ અનંત અપાર ॥૧॥
ઇતિ દ્વિતીય ચૈત્યવંદનમ્ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

એહ તારક એહ તારક, અછે જગમાંહિ ॥ અર-જિન સરિખો કો નહી, ભવિક લોકને ગ્રહે બાંહિ ॥ જે છે ચક્રી સાતમો, લહિ હોય પદવી ઉચ્છાહે ॥ અઢાર સમોએ જિનવરૂ એ, જ્ઞાનવિમલ ઘણું નૂર ॥ આરો ભવનો એ દીએ, નામે સુખ ભરપૂર ॥ ઇતિ॥



## ॥ अथ थोयो जोमा बे ॥

અરનાથ સનાથ કરો સ્વામી, મેં તુમ સેવા પુ-ણ્યે પામી ॥ કરૂં વીનતિ લલિ લલિ શિર નામી, આપો અવિચલ સુખનો કામી ॥ ૧ ॥ જિનરાજ સવે પર ઉપગારી, જિણે ભવની ભાવઠ સવિ વારી ॥ તે પ્રણમો સહુ એ નર નારી, ચિત્તમાંહિ શંકા સવિ વારી ॥ ૨ ॥ આગમ અતિ અગમ એ છે દરીયો, બહુ નય પ્રમાણ રયણે ભરીયો ॥ તેહને જે આવી અનુસરિયો, તે ભવિ ભવ સંકટ નિસ્તરિયો ॥ ૩ ॥

શ્રી શાસન સુર રખવાલિકા, કરે નિત્ય નિત્ય મંગલ-માલિકા ॥ શ્રી જ્ઞાનવિમલ પ્રભુ નામ જપે, તે દિન દિન તરણી પેરે તપે ॥૪॥ ઇતિ પ્રથમ થોય જોડા ॥



## ॥ अथ द्वितीय थोय जोमो ॥

અરજિન આરાધો, સંયમ માર્ગ સાધો ॥ મનુજ જનમ લાધ્યો, કામ ક્રોધ નવિ બાંધો ॥ ચઉગતિ દુઃખ દાધો, ન હોયે તસ મોહ ગાધો ॥ સુખ સંપત્તિ વાધો, મોહ મિથ્યા ન બાંધો ॥ ૧ ॥ સવિ જન સુખકારી, વિશ્વ વિશ્વોપકારી ॥ ત્રણ જિન ચક્ર ધારી, શાંતિ કુંથુઅર જિતારી ॥ મદ મદન નિવારી, વંદીયે પુણ્ય ચારી ॥ નમો સવિ નર નારી, દુઃખ કર્મારિ વારી॥૨॥ સકલ નય તરંગા, નૈગમાનેક ભંગા ॥ જિહાં છે બહુ રંગા, જેહ એકાદશાંગા ॥ વલી દશ દોય અંગા, જૈન વાણી સુચંગા ॥ ભવ દવ સમ ગંગા, સાંભલો થઈ સુચંગા ॥ ૩॥ જિન ચરણ ઉપાસે, જક્ષણી ધારણી પાસે ॥ જક્ષેંદ સહવાસે, નામથી દુઃખ નાસે ॥ જ્ઞાન વિમલ પ્રકાસે, બોધ વાસે સુવાસે ॥ અરિ સકલ નિ-

કાસે, હોય સંપૂર્ણ આસે ॥ ૪ ॥ ઇતિ અરજિન સ્તુતિ જોડા બે સંપૂર્ણ ॥

હવે સ્તવન કહેવું તે લખીએ છીએ.



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ આદર જીવ ક્ષમા ગુણ આદર. એ દેશી ॥

આદર કરીને અહો નિશ સેવો, શ્રી અરનાથ જીણંદ જી ॥ અનુપમ ફલ દીએ દરિસણ જેહનું, કેવલ નાણ દિણંદ જી ॥ આ૦ ॥ ૧ ॥ પાપ સ્થાન અઢાર નિવારી, ૨થ શીલાંગને ધારી જી ॥ કિરિયા વિધિ જોગે દેખાડે, એહવા સહસ અઢાર જી ॥ આ૦ ॥ ૨ ॥ ગજપુર રાય સુદર્શન ભૂપતિ, દેવી રાણી નંદ જી ॥ રેવતી રિખ માર્ગશિર શુદિ દશમી, દિને જાયા સુખકંદ જી ॥ આ૦ ૩ અનુક્રમે ચક્રી થઈ માગશીર શુદિ, એકાદશી દિને દીક્ષા જી ॥ વિજયા શિબિકા સહસ નર છઠ તપ, પાછલે પ્રહરે શિક્ષા જી ॥ આ૦ ॥ ॥ ૪ ॥ મીન રાશિ નંદાવર્ત્ત લંછન, ત્રીશ ધનુષ તનુ કણગા જી ॥ આયુ ચોરાશી વરસ સહસનું, કવલ લહી શિવ સંગા જી ॥ આ૦ ૫ ॥ ॥ તેત્રીશ ગણ ગણધર જસ

જાણો, મુનિવર સહસ પચાસ જી ॥ સાઠ સહસ સુ-
ખદાયી સાહુણી, પૂરે વંછિત આશજી ॥ આ૦ ॥૬॥
જેહ અલંભ અઢાર નિવારી, દાખે શિવપદ પંથાજી ॥
જ્ઞાનવિમલ ગુણ પામે અહો નિશ, જે નિશ્ચય નિર્ગ્રં-
થાજી ॥ આ૦ ॥૭॥ ઇતિ શ્રી અરનાથ સ્તવન, ઇતિ
પ્રથમ દેવવંદન જોડા ॥



## ॥ अथ द्वितीय जोमो प्रारंभः॥

### ॥ तत्र प्रथम चैत्यवंदन ॥

રયણ રાશી પરે જે ગંભીર, મંદરગિરિ ધીર ॥
વિધુમંડલ પરે નિર્મલા, જિમ શારદ નીર ॥ રાગ
દોષ દૂષિત નહી, નહી ભવ ભય જેહને ॥ ગુણ અ-
નંત ભગવંત તે, પ્રણમું હું તેહને ॥ જ્ઞાન વિમલ ગુ
ણ જેહના એ, કહેતાં નાવે પાર ॥ મલ્લિ જિનેશ્વર મ-
ણમતાં, લહીયે ભવજલ પાર ॥ ૧ ॥ ઇતિ ॥



### ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

અભ્યંતર જસ પર્ષદા, કન્યા ત્રણ શતની॥ બાહ્ય
પર્ષદા જાણીયે, નૃપસુત ત્રણ શતની ॥ મૃગશિર શુદિ

એકાદશી, દાન સંયમ લેવે ॥ સકલ સુરાસુર તિહાં મલી, જિનના પદ સેવે ॥ દીક્ષા સમયથી ઉપજે એ, તિમ મણપજ્જવ નાણ ॥ મલ્લિનાથ કેવલ લહે, જ્ઞાન વિમલ સુહઝાણ ॥ ૨ ॥ ઇતિ.



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

મલ્લિ જિનવર મલ્લિ જિનવર, સયલ સુખ હેતે ॥ સંયમ ગુણધારી થયા, ભૂપ મિત્ર ષટ્ બોધિ આપે ॥ કંચનમય કરી પૂતલી, પૂર્વ પ્રેમ સંકેત થાપે ॥ માયા તપ પરભાવથી એ, પામ્યા સ્ત્રીનો વેદ ॥ જ્ઞાન વિમલ ગુણથી થયા, અચલ અરૂપ અવેદ ॥ ૩ ॥ ઇતિ શ્રી મલ્લિજિન ચૈત્યવંદન. ॥



## ॥ अथ थोय जोडा बे ॥

મનમોહન મલ્લિ જિણંદજી, જયો કુંભ નરેસર નંદજી ॥ ઉપગારી જિન ઓગણીશમો, માહરે મન અહોનિશ તે રમ્યો ॥૧॥ ઋષભાદિક ચઉવીશ જિનવરા, જે વરતે છે ભવિ સુખકરા ॥ વલી કેવલ જ્ઞાન દીવાકરા, તે વંદે સુરવર નરવરા ॥ ૨ ॥ મલ્લિ જિન-

વર દીયે દેશના, સુણુ ભવિ જન બહુવિધ દેશના ॥ દૃષ્ટિવાદ મહાશ્રુત વંદીએ, જિમ પાતક દૂર નિકંદીએ ॥ ૩ ॥ કુબેર દેવ સાન્નિધ્ય કરે, વૈરૂટ્યા સવિ સંકટ હરે ॥ વાણી સુણવા મન ખંતડી, જ્ઞાનવિમલ તણી સોહામણી ॥ ૪ ॥ ઇતિ પ્રથમ થોય જોડા ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

મલ્લિ જિનેશ્વર વાને લીલા, દીયા મુજ સમકિત લીલા જી ॥ અણુપરણે જિણે સંયમ લીધા, સૂધા સંયમ શીલા જી ॥ તે નરભવમાં પશુ પરે જાણો, જે કરે તુમ અવહીલા જી ॥ તુમ પદપંકજ સેવાથી હોય, બોધિબીજ વસીલા જી ॥ ૧ ॥ અષ્ટાપદ ગિરિ ઋષભ જિનેશ્વર, શિવપદ પામ્યા સાર જી ॥ વાસુપૂજ્ય ચંપાએ યદુપતિ, શિવ પામ્યા ગિરનાર જી ॥ તિમ અપાપાપુરી શિવ પોહોત્યા, વર્દ્ધમાન જિનરાય જી ॥ વીશ સમેતશિખર ગિરિ સીધ્યા, ઇમ જિન ચઉવીશ થાય જી ॥ ૨ ॥ જીવ અજીવ પુણ્ય પાપને આશ્રવ, બંધ સંવર નિર્ઝરણા જી ॥ મોક્ષ તત્વ નવ ઇણી પર જાણો, વલી ષટ્દ્રવ્ય વિવરણા જી ॥ ધર્મ અધર્મ નભ

કાલને પુદ્‌ગલ, એહ અજીવ વિચારો જી ॥ જીવ સહિત ષટ્ દ્રવ્ય પ્રકાશ્યા, તે આગમ ચિત્ત ધારો જી ॥૩॥ વિદ્યા દેવી સોલ કહી જે, શાસન સુર સુરી લીજે જી ॥ લોકપાલ ઇંદ્રાદિક સઘલા, સમકિતદૃષ્ટિ ભણીજે જી ॥ જ્ઞાનવિમલ પ્રભુ શાસન ભક્તા, દેખી જિનને રીઝે જી ॥ બોધબીજ શુદ્ધ વાસન દૃઢતા, તાસ વિરહ નવિ કીજે જી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ લાછલ દે માત મલ્હાર ॥ એ દેશી ॥

મલ્લિ જિનેશ્વર દેવ, સારે સુરનર સેવ, આજ હો જેહનો રે મહિમા મહી માંહે ગાજતો જી ॥૧॥ નીલ વરણ જસ છાય, પણવીશ ધનુષની કાય, આજ હો આયુ રે પંચાવન વરસ સહસ્સનું જી ॥ ૨ ॥ કુંભ નરે સર તાત, પ્રભાવતી જસ માત, આજ હો દીઠે રે આનંદિત હોયે ત્રિભુવન જના જી ॥૩॥ લંછન મોસો રહ્યો કુંભ, તારક ગુણથી અદંભ, આજ હો એહવા રે ગુણ વસીયા આવી તેહમાં જી ॥ ૪ ॥ જ્ઞાનવીમલ ગુણ નૂર, વાધે અતિ મહપૂર, આજ હો પાવે રે મનો-

વાંછિત પ્રભુના નામથી જી ॥ ૫ ॥ ઇતિ ॥



## ॥ अथ त्रीजो जोडो लिख्यते ॥

### ॥ તિહાં પ્રથમ ચૈત્યવંદન ॥

જયો જિનવર જયો જિનવર, જીય લોય જસ પસર્યો ॥ દહદિસિ ધણો દૂધ સિંધુ વર ફેણ પુંડર, લોકિક દેવ તણો જિણે ॥ ખય કીધ પાખંડ ડંબર, અંબરમણિ જિમ ઝહહલે એ ॥ દિન દિન અધિક પ્રતાપ, જ્ઞાનવિમલ પ્રભુ મલ્લિજિન, ધ્યાને નાસે પાપ ॥ ૧ ॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

બુદ્ધિ થોડીય બુદ્ધિ થોડિય જિન મુખે, એક મહિમા જસ મહી મંડલે, જલધિ જેમ ગુરૂ ગુહિર ગાજે ॥ ત્રિભુવનમાં ઉપમાન કો, તુમ્હ સમાન જે વસ્તુ છાજે ॥ જ્ઞાનવિમલ ગુણ પ્રભુ તણા, ભાંખી શકે કહો કોય ॥ જાણે પણ ન કહી શકે, અક્ષય જ્ઞાન જો હોય ॥ ૨ ॥ ઇતિ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

મલ્લિ જિનવર મલ્લિ જિનવર, ભવિક સુખદાય॥ મિથિલા નયરી ઉપન્યા, કુંભરાય કુલ કમલ હંસા ॥ કુંભ લંછન ઉગણીશમા, પ્રભાવતી કુખે સર રાજ હંસા ॥ ત્રણ કલ્યાણક જેહનાં એ, જનમ ચરણને નાણ ॥ મૃગશિર શુદિ એકાદશી એ, જ્ઞાનવિમલ ગુણ ખાણ ॥ ૩ ઇતિ તૃતીય ચૈત્યવંદન સમાપ્તં ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

સુણો વિનતડી મલ્લિનાથજી, તું મલિયો મુગતિનો સાથજી ॥ મન મલીયું તુજશું નિર્મલું, તે કહી એ ન હોજ્યો વેગલું ॥૧॥ સિત્તરી સો જિનવર વંદિયે, ભવ સંચિત પાપ નિકંદીયે ॥ ત્રણ કાલ નમું ધરી નેહશું, ભવ ભવ મન વાંધ્યું જેહશું ॥૨॥ જિહાં પંચ કલ્યાણક જિનતણાં, જિનરાજ સયલનાં જિહાં ભણ્યાં ॥ તે આગમ અતિ ઉલટ ધરી, સુણિએ સવિ કપટ નિરા કરી ॥૩॥ સમકિતદષ્ટિ પ્રતિપાલિકા, જિનશાસનની રખવાલિકા ॥ જિનધર્મે નિત્ય

દીપાલિકા, જ્ઞાન વિમલ મહોદય માલિકા ॥૪॥ ઇતિ પ્રથમ જોડા સમાપ્ત ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

નમું જિનવર મલી, જેહથી બોધિ વલ્લી ॥ બહુવિધ ગુણ ફેલી, જાણીએ જૈનશૈલી ॥ લહો મુગતિ વહેલી, ભાંજીએ કર્મ પલ્લી ॥ ભવ ભેદન ભલ્લી, દુર્ગતિ દ્વાર ખીલી ॥૧॥ સવિ જિનવર રાજે, કર્મના મર્મ ભાજે, નમે સુરનર રાજે, તીર્થની ઋદ્ધિ છાજે ॥ સજલ જલદ ગાજે, દુંદુભી તેમ વાજે ॥ સવિ ભવિ હિત કાજે, ચાર નિક્ષેપ રાજે ॥ ૨ ॥ જિનવર વર વાણી, દ્વાદશાંગી રચાણી ॥ ગણિ મતિ ગુણ ખાણી, પુણ્ય પીયૂષ પાણી ॥ ભવિ શ્રવણે સુહાણી, ભાવશું ચિત્ત આણી ॥ લહી તિણે શિવરાણી, સાર કરી એહ જાણી ॥ ૩ ॥ જસ યક્ષ કુબેર, સેવ સારે સવેર ॥ કરે દુશ્મન જેર, ન હોય સંસાર ફેર ॥ શિવવધુ તસ હેરે, પુણ્ય સંપત્તિ પેરે ॥ લહે સમકિત સેરે, જ્ઞાનવિમલાદિ કેરે ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ શત્રુંજય ઋષભ સમોસર્યા એ દેશી ॥

મૃગશિર શુદિ એકાદશી, દિન જયારે ॥ ત્રિભુવન ભયો રે ઉદ્યોત, સેવે સુર આયા રે ॥૧॥ સુખીયા થાવર નારકી, શુભ છાયા રે ॥ પવન થયા અનુકૂલ, સુખાલા વાયા રે ॥ ૨ ॥ અનુક્રમે જોવન પામીયા, સુણી આયા રે ॥ પૂરવના ષટ મિત્ર, કહી સમજાયા રે ॥ ૩ ॥ શુદિ એકાદશીને દિને, વ્રત પાયા રે ॥ તિણે દિને કેવલનાણ, લહે જિનરાયા રે ॥ ૪ ॥ જ્ઞાનવિમલ મહિમા થકી, સુજસ સવાયા રે ॥ મલ્લિ જિનેસર ધ્યાને, નવનિધિ પાયા રે ॥ ૫ ॥ ઇતિ. ॥



## ॥ अथ चोथो जोमो लिख्यते ॥

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

નમો મલ્લિ નમો મલ્લિનાથ શિવ સાથ, હાથ દીયો ભવ બૂડતાં ॥ એ અપાર ભવ જલધિ માહે, પાપ તાપ વ્યાપે નહી ॥ એહ જિન સુરવૃક્ષ છાજે, સકલ સમીહિત પૂર્ણા ॥ ઓગણીશમો જિનરાજ,

જ્ઞાનવિમલ પ્રભુ નામથી, સીધાં સઘલાં કાજ ॥ ૧ ॥
ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

નીલ વાને નીલ વાને, જેહ જિનરાજ ॥ પણ વીશ ધનુષ તનુ દીપતો ॥ ઇંદ્રનીલ જિમ રત્ન સોહે ॥ ત્રિગડે બેઠા જિનવરૂ, કહે ધર્મ ભવિ ચિત્ત મોહે ॥ જ્ઞાનવિમલ ગુણથી થયો, લોકાલોક પ્રકાશ ॥ મલ્લિ જિનવર પ્રણમતાં, પહોચે મનની આશ ॥ ૨ ॥ ઇતિ દ્વિતીય ચૈત્યવંદન ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

ગોત્ર કાશ્યપ ગોત્ર કાશ્યપ, વંશ ઇક્ષાગ ખામ ત્યાગ નિર્દંભ જે ॥ કુંભ ભૂપ કુલે જે કુમારી, મયણ મહા ભડ ભંજીયો ॥ વય તરૂણ પણે નિર્વિકારી, સારી સંયમસિરિ વરી ॥ ઓગણીમા જિન એહ, મલ્લિનાથ નામે થયા ॥ જ્ઞાનવિમલ ગુણ ગેહ ॥ ૩ ॥
ઇતિ તૃતીય ચૈત્યવંદન ॥



## अथ थोयो जोडा बे ॥

મલ્લિ જિનવરશું પ્રીતડી, તે ભેદ રહિત જુગતિ જડી ॥ અલગો ન રહું એક ઘડી, જિમ ભાતિ પટોલામાં પડી ॥૧॥ સવિ જિનવરના ગુણમાલ તણી, કંઠે આરોપો ભવિક ગુણી ॥ શિવસુંદરી વરવા હોશ કરો, તો શ્રી જિન આણાશિશ ધરો ॥ ૨ ॥ ઉપદેશ અનુપમ જલધરૂ, વરસે નિત્ય મલ્લિ જિનવરૂ ॥ બોધિબીજ સુભિક્ષ હોય અતિ ઘણો, એ મહિમા શ્રી જિનરાજ તણો ॥ ૩ ॥ શાસન વચ્છલ જે ભવિક જના, જિનધર્મે જે છે એક મના ॥ તસ સાન્નિધ્ય કરજો સુરવરા, શ્રી જ્ઞાનવિમલ ઉદ્યોત કરા ॥ ૪ ॥ ઇતિ પ્રથમ થોય જોડા સમાપ્ત ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

॥ કુંભ નરેશ્વર ઘર જિન જાયા, મલ્લિ નામે જિનવર રાયા, નીલવરણ જસ છાયા ॥ પ્રભાવતી છે જેહની માયા, પણવીશ ધનુ માને છે કાયા, કુંભ લંછન સુખદાયા ॥ પૂરવ તપની પ્રગટી માયા, સ્ત્રી

રૂપે એ અચરિજ થાયા, સકલ સુરાસુર ગાયા ॥ બાલપણે સુખકાર કહાયા, ઈંદ્રિ ઈંદ્રાણી સવિ મલિ આયા, મેરૂ શિખરે નવરાયા ॥ ૧ ॥ ચોવીશે જિન સંપ્રતિ કાલે, પ્રણમતાં સવિ પાતક ગાલે, ભવિજનને પ્રતિપાલે ॥ જેહ અનાદિ મિથ્યામત ટાલે, કરતાં સમકિત સુખ સુગાલે, નાઠાં દુષ્કૃત દુકાલે ॥ ગ્રંથી ભેદ કરી પંક પખાલે, આતમ અનુભવ શક્તિ સંભાલે, પુણ્ય સરોવર પાલે ॥ અનંત ચોવીશી જિનવર માંલે, લોકે ચઉ નિક્ષેપ રસાલે, પ્રણમું તેહ ત્રિકાલે ॥ ૨ ॥ મતિ શ્રુત અવધિ ગ્રહે ત્રણ નાણ, સંયમથી મણપજ્જવ નાણ, જિહાં છદ્મસ્થ મંડાણ ॥ પામે પંચમ કેવલનાણ, જાણે ઉદયો અભિનવ ભાણ, સમવસરણ ગુણ ખાણ ॥ તિહાં તીર્થ થાપે સુપ્રમાણ, અર્થ થકી ભાખે પ્રભુ વાણ, સરખી જોયણ પ્રમાણ ॥ સૂત્રે ગૂંથે ગણધર જાણ, નય નિક્ષેપગમ ભંગ પ્રમાણ, સમજે જે હોય જાણ ॥ ૩ ॥ મલ્લિજિનેશ્વર મહિમા પૂરે, વૈરૂટ્યા સવિ સંકટ ચૂરે, દિન દિન અધિક સનૂરે ॥ યક્ષ કુબેર તે પરતા પૂરે, જીત તણાં વલી વાજે તૂરે, નાસે દુશમન દૂરે ॥ પ્રગટ જ્ઞાનવિમલનો નૂર, જાણે

ઉગ્યો અનુભવ સૂર, તેજ પ્રતાપ પડુર ॥ હર્ષિત હે જે હોય હજૂર, મહિમાદિક ગુણ સવિ મહમૂર, શ્રી જિન ધ્યાન સનૂર ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ જાવડ સમરા ઉદ્ધાર ॥ એ દેશી ॥

શ્રી મલ્લિ જિન સાર, અડવીશ ગણ ગણધાર ॥ સહસ્સ ચાલીશ અણગાર ॥ પંચાવન સહસ સાહુણી સાર ॥ ૧ ॥ એક લાખ સહસ્ત્ર ચોરાશી, શ્રાવક સમકિત વાસી ॥ ત્રણ લાખ પાંસઠ સહસ્ર, શ્રાવિકા એહ જગીશ ॥ ૨ ॥ પણવીશ ધનુ તનુ માન, અણપરણ્યા વ્રત ધ્યાન ॥ સહસ્ર પંચાવન વરીસ, આયુ સકલ ગુણ ધરીશ ॥ ૩ ॥ કુબેર શાસન દેવ, વૈરૂટ્યા કરે સેવ ॥ માસ સંલેષણ કીધ, કાઉસ્સગ્ગે થયા સિદ્ધ ॥૪॥ જે જિનવરને આરાધે, જ્ઞાનવિમલ સુખ સાધે ॥ એણીપરે દેવ વાંદીજે, માનવ ભવ ફલ લીજે ॥ ૫ ॥ ઇતિ મલ્લિજિન સ્તવન ॥ ઇતિ ચોથો જોડો સંપૂર્ણ ॥



## ॥ अथ पंचम जोमो लिख्यते ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

નમો નમિ જિન નમો, નમિ જિન મુગતિ દાતા રે ॥ સોવન વાને સોહતો, સકલ લોક જસ સેવાતારે ॥ સુમતિ સુગતિને આપતો, સકલ કર્મના દોષ વારે ॥ એકવીશમો જીન પૂજીએ, જીમ લહિયે ભવ પાર ॥ જ્ઞાનવિમલસૂરિ એમ ભણે, એ પ્રભુ જગદાધાર ॥૧॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥



### ॥ अथ द्वितिय चैत्यवंदन ॥.

॥ ગૌત્ર કાશ્યપ ગોત્ર કાશ્યપ, વંશ ઇખ્ખાગ ॥ શ્રી નમિ જિનનો જાણીયે, સયલ લોય આણંદ કારણ ॥ અવની તલમાં ઉપન્યા, માનું તેહ સવિ ભવિક તારણ ॥ કારણ એહીજ મુગતિનું, શ્રી જિનવરની સેવ ॥ જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, આય મલે સ્વયમેવ ॥ ૨ ॥ ઇતિ



## ॥ अथ तृतिय चैत्यवंदन ॥

દુઃખ દોહગ દુઃખ દોહગ, જાય સવિ દૂર ॥ દુર્મતિ દુર્ગતિ સુપનમાં, તેહ જનની પાસે નાવે ॥ જે શ્રી નમિ જિનનું સદા, નામ ધ્યાન એકાગ્ર ધ્યાવે ॥ કરૂણા રસનો કૂપલો, ત્રિભુવનનો આધાર ॥ જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, લહીયે લીલ અપાર ॥ ૩ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદન સમાપ્ત ॥



## ॥ अथ थोयो जोमा बे ॥

નમિ નાથ નિરંજન દેવ તણી, સેવા ચાહું હું નિશિદિન ઘણી ॥ જસ લંછન નીલ કમલ સોહે, એકવીશમા જિનવર મન મોહે ॥ ૧ ॥ દોઢશો કલ્યાણક જિન તણાં, દશ ક્ષેત્રે એહ સોહામણાં ॥ મૃગશિર એકાદશી ઉજલી, જિન સેવા પુણ્યે આવી મલી ॥ ૨ ॥ એહ અંગ ઇગ્યાર આરાધિયે, જ્ઞાન ભાવ શિવસુખ સાધીયે ॥ આગમ દિનકર કર વિસ્તરે, તો મોહ તિમિરને અપહરે ॥ ૩ ॥ સમકિતદૃષ્ટિ સુપ્રભાવિકા, શાસનની સાન્નિધ્ય કારિકા ॥ કહે જ્ઞાનવિમલ સૂરિસરૂ, જગમાંહે હોજો જયકરૂ ॥ ૪ ॥ ઇતિ પ્રથમ સ્તુતિ જોડા ॥

## ॥ अथ द्वितीय थोय जोडो ॥

શ્રી નમિનાથ નિરંજન દેવા, કીજે તેહની સેવા-
જી ॥ એહ સમાન અવર નહિં દીસે, જિમ મીઠા બહુ
મેવા જી ॥ અહનિશ આતમ માંહિ વસીયા, જિમ
ગજને મન રેવા જી ॥ આદર ધરી ને પ્રભુ તુમ આ-
ણા, શિર ધારૂં નિત્ય સેવા જી ॥ ૧ ॥ ચોત્રીશ અ-
તિશય પાંત્રીશ જાણો, વાણીના ગુણ છાજે જી ॥
આઠ પ્રાતિહારજ નિરંતર, તેહને પાસે વિરાજેજી॥
જાસ વિહાર દશ દિશિ કેરા, ઇતિ ઉપદ્રવ ભાજેજી॥
તે અરિહંત સકલ ગુણ ભરિયા, વાંછિત દેઇ નિવા-
જેજી ॥૨॥ મિથ્યામત તત દુષ્ટ ભુજંગમ, તેણે જે જ-
ન ડસીયાજી ॥ આગમના ગમતા પરિ જાણો, તેહથી
તે વિષ નસીયાં જી ॥ શ્રી જિનવચણ સુણવાને હેતે,
ભવિ મધુકર છે રસીયા જી ॥ ભાવ ગંભીર અનૂપમ
ભાંખ્યા, ધન્ય તે જસ ચિત્ત વસીયાજી ॥ ૩ ॥ શ્રી
નમિ જિનવર શાસન ભાસન, ભ્રકુટી યક્ષ જયકારી
જી ॥ પરતા પૂરે સંકટ ચૂરે, વરદાઇ ગંધારી જી ॥
જ્ઞાનવિમલ પ્રભુ આણા ધારે, કુમતિ કદાગ્રહે વારી

જી ॥ બોધિબીજ વડ બીજ તણીપરે, હોજો મુજ વિસ્તારી જી ॥ ૪ ॥

---

## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ રાગ કાફી ॥ નમિયે શ્રી નમિનાથનેરે લાલ, વિજય નરેસર નંદ મેરે પ્યારે રે ॥ અપરાજિતથી આવીયો રે લાલ, વિજય ઉરે અરવિંદ મેરે પ્યારે રે ॥ ૧ ॥ નમિયે૦ ॥ મૃગશિર શુદિ એકાદશી રે લાલ, નક્ષત્ર અશ્વિની સાર મેરે પ્યારે રે ॥ પ્રથમ પ્રહર અઠ્ઠમ તપે રે લાલ, બકુલ તરૂ તલે સાર મેરે પ્યારે રે ॥ નમિ૦ ॥ ૨ ॥ ઘાતિ કરમ ક્ષય કેવલી રે લાલ, સત્તર ગણધર જાસ મેરે પ્યારે રે ॥ વીશ સહસ મુનિ સાધ્વીરે લાલ, સહસ એકતાલીશ ખાસ મેરે પ્યારે રે ॥ ન૦ ॥ ૩ ॥ શ્રાવક એક ઉપરે રે લાલ, સત્તરી સહસ્સ ઉદાર મેરે પ્યારે રે ॥ ત્રણ લાખ વર શ્રાવિકા રે લાલ, અડતાલીશ હજાર મેરે પ્યારે રે ॥ ન૦ ॥ ૪ ॥ પન્નર ધનુષ તનુ જેહનું રે લાલ, દશ સહસ વરસનું આય મેરે પ્યારે રે ॥ નીલ કમલ લંછન ભલુ રે લાલ, સમેતગિરિ સિદ્ધ થાય મેરે પ્યારે રે ॥ ન૦ ॥૫॥ એ-

કવીશમો જિન જાણીયેરે લાલ, પ્રણમતાં પાતક જાય મેરે પ્યારે રે ॥ જ્ઞાનવિમલ પ્રભુ સાન્નિધ્યેરે લાલ, નામે નવનિધિ થાય મેરે પ્યારે રે ॥ ન૦ ॥ ૬ ॥ ઇતિ નમિ જિન સ્તવનં ॥ ઇતિ પાંચમો જોડો સમાપ્ત ॥

---

હવે એ દેવવંદનનો પાછલનો વિધિ કહે છે, દિવસે મધ્યાન્હ સમયે અગીયાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરીયે, પછી બેસીને અગ્યાર નવકાર ગણીયે ॥ ઇતિ મૌન એકાદશી દેવવંદન શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત સંપૂર્ણ ॥

---

## अथ श्री दानविजयजी कृत एकादशी देववंदन लिख्यते ॥

॥ તત્ર પ્રથમ જોડાનાં ત્રણ ચૈત્યવંદન ॥

સકલ નયર શિણગાર હાર, ગજપુર વર નયર॥ રાય સુદર્શન તાસ નાર, દેવી જસ અપચ્છર ॥ તસ કૂખે અવતાર લીધ, ત્રિહું ભવન વંદિતા ॥ કુમરપણે એકવીશ સહસ, સુખે વરસ વ્યતીતા ॥ તેતાં વરસ મંડલિકપણું એ, પાલે અખંડિત આણ.॥ તે અર

જિનવર નામથી, દાન લહે કલ્યાણ ॥ ૧ ॥ ઇતિ પ્રથમ ચૈત્યવંદન ॥

## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

ચઉરાશી લખ રથ તુરંગ, ગજરાજ ઉદાર ॥ પાયક છન્નુ કોડિ ભૂપ. બત્રીશ હજાર ॥ ચોસઠ સહસ અંતેઉરી, પુર ગામ અપાર ॥ ચઉદ રતન નવનિધિ સહિત, બહુ ઋદ્ધિ વિસ્તાર ॥ એમ ચક્રીપણું ભોગવી એ, વરસ સહસ એકવીશ ॥ સુમતિ દાન દાયક સદા, તે અર જિન જગદીશ ॥ ૨ ॥ ઇતિ ॥

## ॥ अथ तृतिय चैत्यवंदन ॥

આપ જ્ઞાનથી અનુભવી, નિજ દીક્ષા કાલ ॥ નગરાદિક સવિ પરિહરી, પરિગ્રહ જંજાલ ॥ એક સહસ વર પુરૂષ સાથે, કરી બહુ અતિમાન ॥ મૃગશિર શુદિ એકાદશી, અશ્વિની અભિરામ ॥ લોચ કરી વ્રત આદરે એ, ચાર જામ જસ ધર્મ ॥ તે અર જિનવર મુજ દીયો, દાન સદા શિવ શર્મ ॥ ૩ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદન ॥

## ॥ अथ थोयो जोडा बे ॥

શ્રી અર જિનવર ગુણમણિ મંદિર, સુંદર વદન સરૂપજી ॥ રાય સુદર્શનનાભ્રવંશ પ્રભાકર, કર પંકજ અનુરૂપ જી ॥ નવનિધિ ચઉદ રતન પ્રમુખ સવિ, છોડી ઋદ્ધિ અનૂપ જી ॥ મૃગશિર શુદિ એકાદશી દિવસે, આપ થયા મુનિ રૂપ જી ॥ ૧ ॥ ભોગ કરમ છૂટે નિજ જ્ઞાને, નિજ વ્રત કાલ વિભાવે જી ॥ નવ લોકાંતિક દેવ પ્રભુને, દીક્ષા સમય જણાવે જી ॥ દાન સંવત્સરી દે તવ જામ, સહુના દારિદ્ર સમાવે જી ॥ આદરે વ્રત ઇણ વિધિ તે જિનવર, હું વંદું મન ભાવે જી ॥ ૨ ॥ સિદ્ધ નમી સામાયિક ઉચ્ચરે, રાગ રોષ મદ વારે જી ॥ મનઃ પર્યવ તવ નાણ ઉપજે, મનુજ લોક વિસ્તારે જી ॥ જામ લગ રહે છદ્મસ્થ પણે પ્રભુ, તપ કિરિયા વ્રતચારી જી ॥ જિન સ્વરૂપ જિહાં ઇણવિધિ ભાંખ્યું, તે આગમ સુખ કારી જી ॥ ૩ ॥ વ્યંતર ભવનપતિ ને જોઇશ, વૈમાનિક સુર રાય જી ॥ દીક્ષા ઓચ્છવ એમ કરી જિનનો, પુણ્ય ભંડાર ભરાય જી ॥ નંદીશ્વર કરી યાત્રા અનુપમ,

સુર સુરલોકે જાય જી ॥ તે દેવા સેવા કરે જિનની, દાન સદા સુખદાય જી ॥ ૪ ॥ ઇતિ. ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

અરજિન સુખકારી, સાતમો ચક્રધારી ॥ મદ મદન વિદારી, માન માતંગ વારી ॥ અશુભ તમ નિકારી, દુષ્ટ કર્મારિ હારિ ॥ વ્રત વિપિન વિહારી, પુણ્ય વિસ્તાર કારી ॥ ૧ ॥ જશ યશ જગ ગાજે, મોહનો જોર ભાંજે ॥ સુર નર મુનિ રાજે, જે થુણ્યા બહુ દિવાજે ॥ સુગતિ સુખ નિવાજે, વિશ્વના રૂપ છાજે॥ જિન તેહ શુભ સાજે, વંદીયે મોક્ષ કાજે॥૨॥ નવલ નય તરંગા, સપ્ત ભંગ પ્રસંગા ॥ કૃત પરમત ભંગા, સર્વથા જે અભંગા ॥ વિમલ દશ દૂઅંગા, પાપ સંતાપ ગંગા ॥ ભવિક જન સુણિ ચંગા, જન વાણી સુરંગા ॥૩॥ જિન ચરણ નીસેવી, સર્વ સંસાર ખેવી ॥ મન મહિર વહેવી, વિઘ્ન વાડી દહેવી ॥ બહુ ભક્તિ ધરેવી, સંઘ રક્ષા કરેવી ॥ શક્તિ ધરણી દેવી, દાન સંસિદ્ધિ લેવી ॥ ૪ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ શ્રી અજિત જિનેસર રાય એ દેશી ॥

શ્રી અર જિનવર જગદિશ, ભવિયણ ધ્યાઉ રે ॥ મન ભાવ ધરી નિશિદિશ ॥ ભ૦ ॥ જિમ પહોંચે સકલ જગીશ ॥ ભ૦ ॥ એ આંકણી ॥ હસ્તિ નાગપુરનો ધણી રે ॥ રાય સુદર્શન નંદ ॥ દેવી સુદર્શન નંદન વંદતા રે, ભાંજે ભાવડ દંદ ॥ ભ૦ ॥ ૧ ॥ કંચન વર્ણ તનુ સોહતો રે, રૂપ કલા ગુણવંત ॥ ચક્રવર્તિની સંપદા રે, પામે પ્રભુ જયવંત ॥ ભ૦ ॥૨॥ ભરત ક્ષેત્ર ષટ ખંડમાં રે ॥ આણ અખંડિત જાસ ॥ ચોસઠ સહસ અંતેઉરી રે, ભોગવે ભોગ વિલાસ ॥ ભ૦ ॥ ૩ ॥ મૃગશિર શુદિ એકાદશી રે, ઉજ્વલ પક્ષ ઉદાર ॥ સહસ પુરૂષ સાથે પ્રભુરે, આદરે સંયમ ભાર ॥ ભ૦ ॥ ૪ ॥ સુરનર અસુર મિલિ તિહાં રે, ઉચ્છવ કરે સુવિવેક ॥ સુરભિ નીર ફલ ફૂલનીરે, વસુધા વૃષ્ટિ અનેક ॥ ભ૦ ॥૫॥ દેવ તણાં વાજે ઘણાં રે, વર વાંજિંત્ર આકાશ ॥ નાચે નવ નવ છંદશું રે, નારી નવલ વિલાસ ॥ ભ૦ ॥ ૬ ॥ દીક્ષા કલ્યાણક ઇસ્યું રે, આ-

રાધે નર જેહ ॥ દાન સકલ સુખ સંપદા રે, પામે પુ ણ્યે તેહ ॥ ભ૦ ॥ ૯ ॥ ઇતિ પ્રથમ જોડા સમાપ્ત ॥



## ॥ अथ द्वितीय जोडो ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

સુખ કારણ જિન જનની, કૂખે જ્યારે અવત- રીયો ॥ ત્યારે શુભ સૂચક ઉદાર, ચિત્ત દોહલો ધા- રિયો ॥ પંચ વરણ વર સુરભિ ગંધ, અમલાન અ- મૂલ ॥ શય્યા વિરચું સુઘટ ઘાટ, લેઇ માલતી ફૂલ ॥ તે માટે જનમ્યા પછી એ, દીયું મલ્લિ અભિધાન ॥ તે જિન સમરણથી સદા, લહે પરમ સુખ દાન ॥૧॥ ઇતિ પ્રથમચૈત્યવંદન ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

જિમ શશી ઉદિત સકલ, લોક અંધાર પલાય ॥ ઘન વર્ષે તે જિમ ભૂમિ, નવપલ્લવ થાય ॥ પ્રગટયો જિન જનમંત, તિમ સઘલે પ્રકાશ ॥ પસરયો જગ જન ચિત્તમાંહિ, તિમ હરષ ઉલ્લાસ ॥ મૃગશિર શુદિ

એકાદશી એ, જનમ્યા મલ્લિ જિણંદ ॥ તે જિન પાય પસાયથી, દાન લહે આણંદ ॥ ૨ ॥ ઇતિ દ્વિતીય ચૈત્યવંદન ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

અદ્ભૂત દેહ સરૂપ છે, ગુણ ગેહ વિરાજે ॥ લાજે જસ મુખ દેખી ચંદ, મૃગનયણે લાજે ॥ નીલકવાન સોભાગવાન, ઉપમાન ન અવર ॥ બાલપણાથી અધિક તેજ, જાણે નવ દિનકર ॥ પિતા પ્રમુખ બહુ લોકને એ, અંતર વન વિશ્રામ ॥ તે મલ્લિ જિન દેખતાં, દાન સરે સવિ કામ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयो जोडा त्रे ॥

મિથિલાનયરી વર વિસ્તાર, કુંભરાય તિહાં બહુ અધિકાર, રાણી પ્રભાવતી સાર ॥ જબ તસ કૂખે લહ્યો અવતાર, ચાૈદ સુપન દેખી તિણિવાર, પામે પરમ કરાર ॥ મૃગંશિર માસ શુક્લ પક્ષ તાર, તિથિ એકાદશી ને શુભવાર, મધ્ય રાત્રે નિરધાર ॥ મલ્લિજિન જન્મ્યા જગદાધાર, તવ સઘળે થયો હરખ અ-

પાર, વરત્યો જય જયકાર ॥ ૧ ॥ ઈંદ્રનાં જબ સિં-
હાસન હાલે, તવ સુરપતિ નિજ જ્ઞાન સંભાલે, જિન
વર જન્મ નિહાલે ॥ ઘંટ સુઘોષા તવ સંચાલે, સુર
સવે બેસી વિમાન વિશાલે, સુરગિરિ ઉપર ચાલે ॥
તિહાં જિન આણી ભાવ રસાલે, તીર્થ ઉદકશું અંગ
પખાલે, નિજ સવિ પાતક ટાલે ॥ ચઉવીશ જિનનો
નિશિ કાલે, ઇમ ઉત્સવ કીધો સુરપાલ, તે નિજ ભવ
અજુઆલે ॥૨॥ જિન જન્મમહોત્સવ અવસર જાણી,
આવે સુરપતિ ઉલટ આણી, ભાવ ભગતિ સહનાણી ॥
આઠ જાતિ કરો કલશ વિનાણી, સુરભિ ભર્યા વર
તીરથ પાણી, પુષ્પાદિક બહુ આણી ॥ અચ્યુતેંદ્ર
આદિગુણ ખાણી, તિમ અંતે સોહમ વજ્રપાણી,
સ્નાત્ર કરે શુભનાણી ॥ એહવી વિધિ જેહમાંહિ વ-
ખાણી, તે આગમ નિસુણો ભવિ પ્રાણી ॥ જિમ લહો
શિવ પટ રાણી ॥ ૩ ॥ વીણા તાલ મૃદંગ વજાવે,
કોઇ સુર સુંદરી નૃત્ય બનાવે, ગીત સરસ કોઇ ગાવે॥
ભક્તિ રાગ મનમાંહિ જગાવે, જિન મુખ શું નિજ
નયન લગાવે, નિજ ભવ પાપ ભગાવે॥ ઇમ જન્મો-
ત્સવ કરી મન ભાવે, સવિ સુરપતિ નિજ સ્થાનક

આવે, મન પરમાનંદ પાવે ॥ તે ચઉવિહ દેવા સદ્-ભાવે, સકલ સંઘને કુશલ વધાવે, દાન સકલ દુખ જાવે ॥ ૪ ॥ ઇતિ પ્રથમ સ્તુતિ જોડા ॥



## ॥ अथ द्वितीय थोय जोमो ॥

મલ્લિ જિન અદ્ભૂત તનુ સુંદર, જન્મ્યા જેણિ વેલાજી ॥ છપ્પન દિશિકુમરી તવ આવે, ગાવે જિન ગુણ હેલા જી ॥ જિન જિન જનનનીના પદ પ્રણમી, સૂતિકરમ કરે ભેલાંજી ॥ નિજ સ્થાનક જઇ હરખ ધરંતી, સવિ પરિવાર સમેતા જી ॥ ૧ ॥ દેહ રૂપ મલ રહિત સુગંધી, નહિ પ્રસ્વેદ વિકાર જી ॥ નવિ છદ્મસ્થ નિહાલે કોઇ, આહારને નિહાર જી ॥ રૂધિર માંસ ઉજ્વલ અભિનંદિત, શ્વાસ કમલ અનુકારજી ॥ જન્મ થકી જસ એ ચઉ અતિશય, તે જિન વંદૂં ઉદાર જી ॥ ૨ ॥ મતિ શ્રુત અવધિ નાણ ગુણ ખાણી, જાણે બહુ જગ ભાવ જી ॥ તોહિ પણ પ્રભુ બાલકની પરે, રાખે બાલ સ્વભાવ જી ॥ નિજ અંગૂઠે અમૃત પીવે, નહિ ખેલાદિ વિભાવ જી ॥ ઇમ કહી બાલ દશા જિનજીની, આગમ તેહ અપાવ જી ॥ ૩ ॥ કંદુક

પ્રમુખ રયણમય વિરચો, કલ્ી કરે બહુ ભાંતિ જી ॥ બાલ રૂપ કરી ભક્તિ રાગ ધરી, જે રમે જિન સંઘાત જી ॥ સમકિત ધારી પર ઉપગારી, વરતે ગુણ પક્ષ પાતજી ॥ દેજો સંઘને તે સુર મંગલ, દાન સકલ દુઃખ ઘાત જી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ માત લાછલ દે નંદ. એ દેશી ॥

મિથિલા નયરી મઝાર, કુંભરાય ઘર બાર, આજ હો છાજે રે દીવાજે, ઓચ્છવ અભિનવા રે ॥ ૧ ॥ શુદિ મૃગશિર શુભ વાર, એકાદશી સુખકાર, આજ હો મલ્લિ જિનરે જન્મ્યા, રાણી પ્રભાવતી રે ॥ ૨ ॥ ભૂમિ લહે ઉલ્લાસ, સઘલે થયો પ્રકાશ ॥ આજ હો ગાજેરે આવાજે, દેવની દુંદુહી રે ॥ ૩ ॥ ઘર ઘર ચંદન માલ, બાંધી ઝાક ઝમાલ, આજ હો દીજે રે હાથા, કુંકુમ રોલના રે ॥ ૪ ॥ દીજે યાચક દાન, કીજે બહુ સનમાન, આજ હો આવે રે સહુનાં સબલ વધામણાં રોપાવાજે માદલ તાલ, નાચે નવલી બાલ, આજ હો ગાવે રે ધવલ મંગલ, કુલ કામિની

રે ॥ ૬ ॥ સગા સજ્જન સંતોષ, થયો હરખનો પોષ, આજ હો જગમાં રે રાજ્ય, એક આનંદનું રે ॥૭॥ જન્મોત્સવ અધિકાર, એમ કીધો વિસ્તાર, આજ હો પામ્યા રે સુર નરપતિ, તિહાં સુખ ઘણાં રે ॥૮॥ જન્મ કલ્યાણક એહ, આરાધે બહુ નેહ, આજ હો તે નર રે, દાન મંગલમાલા લહે રે ॥૯॥ ઇતિ મલ્લિ-જિન સ્તવન ॥



## ॥ अथ देववंदननो त्रीजो जोडो ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

મેરૂ તણી પરે ધીર વીર, નીરધિ ગંભીર ॥ ચંદ્ર તણી પરે સોમ્ય તેજ, ઝલકે જિમ હીર ॥ રાગ રોષ મન નહી લિગાર, નહી વિષય વિકાર ॥ શાંતિ કાંતિ રતિ મતિ પ્રમુખ, ગુણ જલધિ અપાર ॥ દિન દિન વાન વધે બહુ એ, જગ કંચન પરભાગ ॥ તે ભગવંતની ભક્તિથી, દાન થયો મહાભાગ ॥ ૧॰॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

રહે અહો નિશિ સુખ મગન, નહી, ગેગં વિયો-

ગ ॥ વેદોદય વિણુ ભોગવે, પ્રભુ ભોગ અશોગ ॥ આવા નિર્ઝરે પૂર્વ કર્મ, નવ બંધ ન આણે ॥ ગૃહ વાસ રહે શત વર્ષ, ચોથે ગુણઠાણે ॥ ક્ષય કષાય દ્વાદશ કરી એ, લહે છઠ્ઠું ગુણઠાણ ॥ મલ્લિનાથ જિન તેહના, દાન કરે ગુણ ગાન ॥ ૨ ॥ ઈતિ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

અભ્યંતર પરિષદ અનુપ, ત્રણશે નૃપ કન્યા ॥ તિમ ત્રણશે નૃપ પુત્ર બાહ્ય, પરિષદમાં ધન્યા ॥ મૃગશિર શુદિ એકાદશી, ગ્રહે દીક્ષા ભાવે ॥ દેવ દુષ્ય તવ ઇંદ્ર એક, જિન ખંધે ઠાવે ॥ ઉગ્ર વિહાર તપ પ્રભુ કરે એ, સમતા રસ ભરપૂર ॥ મલ્લિનાથને મન ધરત, દાન ગયાં દુઃખ દૂર ॥ ૩ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

પ્રભુ મલ્લિ જિનેસર, આદરે દીક્ષા જામ ॥ ચઉવિહ સુર આવી, ઓચ્છવ કરે અભિરામ ॥ મણિ રયણ કંચનની, વૃષ્ટિ કરે ઉદ્દામ ॥ ભવિજન તે જિનના, મન રાખો ગુણગ્રામ ॥ ૧ ॥ વ્રત લેઇ વરતે, અ-

પ્રતિબદ્ધ વિહાર ॥ સમ તૃણુ મણિ જીવિત, મરણુ અ-
મમ અવિકાર ॥ ધરી વિવિધ અભિગ્રહ, ઇંદ્રિય નિ-
ગ્રહકાર ॥ તે જિન ચોવીશે, વંદું વારંવાર ॥ ૨ ॥
પ્રભુ હસ્ત યુગલમાં, સાગર સર્વ સમાય ॥ શિખા
ઊપર વાધે, બિંદુપાત નવિ થાય ॥ છદ્મસ્થ જિણં-
દની એમ, જિહાં લબ્ધિ કહાય ॥ તે આગમ સુણતાં,
સંશય સકલ પલાય ॥ ૩ ॥ વિહરંતા જિનને, ઉપ-
સર્ગ ઉપજે નામ ॥ જાણી ઇંદ્રાદિક, આવી નિવારે
તામ ॥ જિન સેવા તત્પર, જે દેવા ગુણ ધામ ॥ પૂરો
શ્રી સંઘને, દાન [illegible]લ સુખ હામ ॥ ૪ ॥



## ॥ અથ દ્વિતીય થોય જોડો ॥

ભુવનાનંદન જિનની, નીલ વરણ જસ દેહ ॥
પ્રભાવતી નંદન, મંગલ તરૂ વન મેહ ॥ મૃગશિર શુદિ
કેરી, એકાદશી દિન એહ ॥ થયા ભાવ ચરણ ધરી,
છાંડી પરિકર ગેહ ॥ ૧ ॥ અહો દાન ઘોષણા, સુર-
દુંદભિ વાજંત ॥ નિવડે વસુધારા, જલ સુગંધ વરં-
ષંત ॥ ફૂલ વૃષ્ટિ કરે સુર, એ પંચ દિવ્ય હવંત ॥
જસ પારણ ઠામે, તે વંદું અરિહંત ॥ ૨ ॥ સામા-

યિક આદિ, ચારિત્ર પંચ પ્રમાણ ॥ તે માંહિ પહિલું, ચોથું પંચમ જાણ ॥ જિનને એ હોવે, ક્રમ ચઢત ગુણ-ઠાણ ॥ એ કહ્યો જિહાં વિધિ, તે વંદૂ સુયનાણ ॥ ૩॥ છદ્મસ્થપણે જિન, વિચરે મહિયલ માંહિં ॥ ઈંદ્રાદિક આવે, ભક્તિવંત ઉચ્છાંહિં ॥ પ્રભુ ઉન્નતિ કાજે, બહુ પૂજા કરે ત્યાંહિ ॥ તે સુર સાન્નિધ્યથી, દાન સુમતિ અવગાહિ ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ પ્રભુ પાસનું મુખડું જોતાં ॥ એ દેશી ॥

વનમાં મોહનઘર એક, ષટ બાર કરે સુવિવેક ॥ કંચનમય પૂતલી સાર, કરે રંભાને અનુકાર ॥ ૧ ॥ એકેક કવલ માંહે નાંખે, તેહ કમલે ઢાંકી રાખે ॥ પડિબોહિ આદિ મહાભાગ, છએ મિત્ર ધરી અનુ-રાગ ॥૨॥ આવ્યા તે પરણવા કાજે, મિથિલા વિંટી નિજ સાજે ॥ પ્રભુ તે ઘરમાંહિં તેડાવે, હરખ્યા તે સઘલા આવે ॥ ૩ ॥ ઉઘાડે કમલ જિણિ વાર, પ-સરયો દુરગંધ અપાર ॥ નૃપ ચિંતે મનુજના દેહ, અહો એમ અશુચિના ગેહ ॥ ૪ ॥ ધિગ ધિગ ધિગ

હો એ સંસાર, કૂણના પુરૂષ કુણની નાર ॥ વૈરાગ્ય રસે મન ભીનો, વાંચ્યો સંવેગ મન લીનો ॥ ૫ ॥ દેઇ દાન સંવત્સરી સાર, છએ મિત્ર તણો પરિવાર ॥ ઉજ્વલ પક્ષ મૃગશિર માસ, એકાદશી વ્રત ગ્રહે ખાસ ॥ ૬ ॥ મલ્લિ જિનનું વ્રત કલ્યાણ ॥ કરતાં થાય કોડિ કલ્યાણ ॥ તેહ મલ્લિનાથ અભિધાન, જપતાં લહે બહુ સુખ દાન ॥ ૭ ॥ ઇતિ શ્રી મલ્લિજિન દીક્ષા કલ્યાણક સ્તવન.



## ॥ अथ देववंदननो चोथो जोडो ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

ચઉનાણી થઇ શુક્લ ધ્યાન, મુનિરાજ અભ્યાસે ॥ અધિક અધિક તિમ આપ તેજ, ક્ષણ ક્ષણ પ્રકાસે ॥ પાણિ પડિગ્ગહં લબ્ધિવંત, દુક્કર વ્રત ધાર ॥ દુર્દ્ધર સિંહપરે અનેક, પરિસહ સહનાર ॥ ઇણવિધ દીક્ષાને દીને એ, પ્રગટ્યું કેવલજ્ઞાન ॥ તે અરિહંત પ્રણામથી લહિયે સમકિત દાન ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

ચઢી ક્ષપક શ્રેણી અપૂર્વ, ઉત્સાહ ધરીને ॥ લહે ગુણઠાણું બારમું, સંજલણ હરીને ॥ નાણ દંસણાવરણ કર્મ, અંતરાય ઉચ્છેદી ॥ ગુણઠાણું લહી તેરમું, પ્રભુ થયા અવેદી ॥ લોકાલોક પ્રકાશતો એ, દર્શન જ્ઞાન અનંત ॥ ભાવ તીર્થંકર તવ થયા, દાન દયા કર સંત ॥



## ॥ अथ तृतिय चैत्यवंदनं ॥

ભવ્ય જીવ વર કમલ ખંડ, પ્રતિબોધ વધારે ॥ નાણ કિરણ વિસ્તાર સાર, તમ પડલ નિવારે ॥ સુર નર મુનિપતિ સેવમાન, બહુ લોક સુખંકર ॥ દિન દિન અભિનવ ઉદયવંત, મલ્લિ જિન દિનકર ॥ નાણ લહ્યું એકાદશી એ, ઉજ્વલ મૃગશિર માસ ॥ તે જિનરાજ પ્રસાદથી, દાન લહે ઉલ્લાસ ॥ ૩ ॥ ઇતિ તૃતીય ચૈત્યવંદન ॥



## ॥ अथ थोयो जोमा बे ॥

વર શુકલ ધ્યાનના, ભાગ દોય .જબ · ધ્યાત ॥ કરી કરણ અપૂર્વ, તવ ટાલે ઘન ઘાત ॥ પામે પ્રભુ કેવલ, દરિસણ જ્ઞાન વિખ્યાત ॥ મલ્લિજિન જાણુ, સર્વ ભાવ સાક્ષાત ॥ ૧ ॥ છત્રત્રય ચામર, તરૂ અશોક સુખકાર ॥ દિવ્યધ્વનિ દુંદુંભિ, ભામંડલ ઝલકાર ॥ સુર કુસુમવૃષ્ટિ વર, ભદ્રાસન અતિ સાર ॥ એહ પ્રાતિ હાર્ય જસ, તે જિન વંદુ ઉદાર ॥ ૨ ॥ વર કેવલનાણેં, જાણે સયલ પયત્થ ॥ ભાંખે શુભ વચને, શ્રી જિનપતિ તિહાં અત્થ ॥ વિરચે સૂત્રરૂપે, ગણધર તેહ સમત્થ ॥ જગમાંહિ એકજ, આગમ તે પરમત્થ ॥ ૩ ॥ શ્રી મલ્લિ જિનેશ્વર, સેવા કરે ગુણ ધામ ॥ જિનશાસન દેવી, વૈરૂટ્યા ઈતિ નામ ॥ ગુણ રાગે રંજિત, સપ્તધાતુ અભિરામ ॥ તેહ દાન પસાયે, રાખજો શ્રી સંઘ મામ ॥ ૪ ॥



## ॥ अथ द्वितीय थोय जोमो ॥

સમવસરણ સિંહાસન બેઠા, નીલ વરણ જસ

કાયા જી ॥ માનુ મેરૂ શિખર શિર ઉપર, એ નવ જલદ સુહાયા જી ॥ ભવિ ચાતકને જસ દર્શનથી, પાપ સંતાપ પલાયા જી ॥ મલ્લિ જિનેસર મહિમા મંદિર, ભવિ પ્રણમો તસ પાયાજી ॥ ૧ ॥ એકાદશ જસ અતિશય પ્રગટે, કર્મ કલંક ઉચ્છેદે જી ॥ તિમ ઓગણીશ કરે શુભ અતિશય, સુર સમુદાય અખેદે જી ॥ જન્માતિશય ચઉર સંયુત એ, અતિશય ચોત્રીશ ભેદે જી ॥ તેહશું જેહ બિરાજે જિનવર, પ્રણમું તેહ ઉમેદે જી ॥ ૨ ॥ ચઉ મુખ રૂપે જિન ઉપદેશે, ચાર પ્રકારે ધર્મ જી ॥ તેહમાંહિ જીવાજીવાદિક, સૂક્ષ્મ છે બહુ મર્મ જી ॥ શીતલ તર ચંદન અનુકારે, વારે તવ દુઃખ ધર્મ જી ॥ તે જિનવાણી ભવિ પ્રાણીનાં, ટાલે સકલ કુકર્મ જી ॥ ૩ ॥ શુદિ મૃગશિર એકાદશી ઉપન્યું, મલ્લિજિનને નાણ જી ॥ પ્રભુ પાસે રહે અહો નિશિ તનુથી, સુરવર કોડી પ્રમાણ જી ॥ શાંતિ સમાધિ વૈય્યાવચ્ચ કારક, સમરણ યોગ્ય સુજાણ જી ॥ દાન શિવંકર તે સુર કરજો, શ્રી સંઘ નિત્ય કલ્યાણ જી ॥ ૪ ॥ ઇતિ ॥

---

## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ યાદવરાય જઈ રહ્યો ॥ એ દેશી ॥

સકલ સુહંકર સેવિયે રે મલ્લિજિણંદ મયાલ ॥ ચિત અંતર આરાધતાં રે, થાય દુઃખ વિસરાલ ॥ ૧ ॥ ભવિક જન વંદો જિનવર એહ ॥ એ તો ભવ દુઃખનો કરે છેહ ॥ ભ૦ ॥ એ આંકણી ॥ ઉજ્વલ મૃગશિર માસની રે, તિથી એકાદશી સાર ॥ પશ્ચિમ ભાગે દિવસને રે, અશ્વિની યોગ ઉદાર ॥ ભ૦ ॥ ૨ ॥ તિણે દિન પ્રભુને ઉપન્યું રે, કેવલનાણ પસત્થ ॥ કાલ ભાવ દ્રવ્ય ક્ષેત્રથી રે, જાણે અનંત પયત્થ ॥ ભ૦ ॥ ૩ ॥ જિમ વાદલ ફાટે થકે રે, પ્રસરે રવિ પ્રકાશ ॥ તિમ કેવલ રૂચિ ઝલહલે રે, થાતે આવરણ નાશ ॥ ભવિ૦ ॥ ૪ ॥ નિજ તનુ વાને જીપતો રે, ઇંદ્રનીલમણિ સાર ॥ કુંભ લંછન કુંભની પરે રે, ઉત્તારે ભવપાર ॥ ભ૦ ॥ ૫ ॥ વરસ પંચાવન સહસ્સનું રે, સમુદિત જેહનું આય ॥ ઉણું શત વર્ષે કરી રે, તેહ કેવલી પર્યાય ॥ ભવિ૦ ॥ ૬ ॥ જ્ઞાન કલ્યાણક જિનતણું રે, આરાધે મતિમાન ॥ તસ પ્રભુ દાન પસાયથી રે, વાધે દિન દિન વાન ॥ ભવિ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ पंचम जोमो ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

સકલ સમીહિત સુખ કરણ, સુરતરૂ ઉપમાન ॥ તરૂણ તરણી પરે તેજવંત, જગ તિલક સમાન ॥ ભક્તિ ધરિ સુરસુંદરી, કરે જસ ગુણ ગાન ॥ ધ્યાયે સુર નર અસુરનાથ, જસ શુભ અભિધાન ॥ શુદિ મૃગશિર એકાદશી એ, પામ્યા જ્ઞાન અનંત ॥ દાન સુહકરં વંદીએ, તે નમિ જિન જયવંત ॥ ૧ ॥



### ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

મૂલ પ્રકૃતિમાં એક બંધ, ચઉ સત્તા ઉદયે ॥ એક બંધ ઉત્તર પ્રકૃત્તિ, તિમ બેંતાલીશ ઉદયે ॥ સત્તા પંચાશી વિચાર, જેહવી બલી છાર ॥ મન વચ કાયા જોગ જાસ, અવિચલ અવિકાર ॥ તેરસ ગુણઠાણા તણી એ, ધરે દશા એમ જેહ ॥ તે નમિ જિન એકવીશમો, દાન દયા ગુણ ગેહ ॥ ૨ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

પુરૂષોત્તમ પરમેષ્ઠિ રૂપ, પરમાતમ યોગી ॥ પરમાનંદ પ્રકાશવાન, અક્ષય ઉપયોગી ॥ નિજ અનંતપર્યાય યુત, સવિ જાણે પ્રાપ્ય ॥ કાલત્રિતય વેદી જિણંદ, લહે ભવ્યાભવ્ય ॥ કેવલજ્ઞાનને દરિસન એ, જલહલે અંતર તેજ ॥ તે શ્રી નમિ જિન રાજને, દાન નમે ધરી હેજ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

સકલ ગુણ નિધાનં, શાંતમુદ્રા પ્રધાનં ॥ શિવ સુગતિ નિદાનં, મર્દિતાનંગ માનં ॥ સુરકૃત ગુણ ગાનં, વિશ્વ વિખ્યાત દાનં ॥ ભજ નમિ અભિધાનં, શ્રી જિનં સાવધાનં ॥ ૧ ॥ નમિત સુર નરિંદા, દીપ્ત તેજે દિણંદા ॥ શમિત સકલ દંદા, દગ્ધ સંસાર કંદા ॥ વદન વિજિત ચંદા, પ્રીતિ આણી અમંદા ॥ ભવિક જન જિણંદા, વંદિયે તે અફંદા ॥૨॥ મદન અગન્તિ પાણી, પાપ વેલી કૃપાણી ॥ ઉપશમ ગુણ ખાણી, ઇંદ્ર ચંદ્રે વખાણી ॥ ભુવન જન ગુરાણી, ભવ્ય જીવે પ્રરાણી ॥ ત્રિભુવન પતિ વાણી, સાંભલો ભાવ આણી

॥ ૩ ॥ કર કમલ ધરંતી, કેલિ લીલા કરંતી ॥ જિન-પદ સમરંતી, સંઘ વિઘ્ના હરંતી ॥ સમકિત ગુણ-વંતી, ભારતી સૌમ્ય કાંતિ ॥ શુભ મતિ વિલસંતી, દાન દક્ષા જયંતી ॥ ૪ ॥



## ॥ अथ द्वितीय थोय जोमो ॥

શ્રી નમિ જિનવર ભુવન દિણંદ, વિજય રાજ કુલ જલનિધિ ચંદ, વપ્રારાણી નંદ ॥ સુરપતિ પૂજિત પદ અરવિંદ, મન મદન માતંગ મયંદ, માયાવેલી ગયંદ ॥ મન વચ કાયા જાસ અફંદ, ક્રોધાદિક અરિ કીધા મંદ, છેદિત દુરમતિ દંદ ॥શુદિ મૃગશિર માસે સુખકંદ, એકાદશી દિવસે આણંદ, કેવલ પામ્યું અમંદ ॥ ૧ ॥ જિન કેવલ ઉપજે જિણે ઠાય, ટાલે રેણુ વિકૂર્વી વાય, નીર કુસુમવૃષ્ટિ થાય ॥ રયણ કંચનને રજત સુહાય, પ્રાકાર ત્રણ રચે સુખદાય, તિહાં મણિ પીઠ ઠરાય ॥ તે વિચે વૃક્ષ અશોકની છાય, સોવન સિંહાસન મંડાય, તિહાં બેસે જિનરાય ॥ સિર ઉપરે ત્રણ છત્ર ધરાય, ચિંહુ પખે સુર ચામર વિંજાય, પ્રણમું તેહના પાય ॥ ૨ ॥ સિંહાસન બેસી જિન ભાણુ,

ભાંખે વાણી અમૃત સમાન, સ્યાદવાદ મંડાણ ॥ શ્રી જિનવર તે પોત સુખાણ, જિહાં બહુ નય નિક્ષેપ પ્રમાણ, હેતુ ભંગ ગમ ઠાણ ॥ જિહાં નિશ્ચય વ્યવહાર વખાણ, પસરે જોયણ ભૂમિ પમાણ, ગુણ પાંત્રીશ નિહાણ ॥ નિજ નિજ ભાષા રૂપે જાણ, સહુને પરિણમે વન ઉવમાણ, સાંભલો તેહ સયાણ ॥ ૩ ॥ જિન પદકજ મધુકર અનુકાર, જે મુનિનિ પંચ મહાવ્રત ધાર, સાધવી ગુણ ભંડાર ॥ શ્રાવક જે પાંલે વ્રત બાર, શ્રાવિકાનો એહજ આચાર, સંઘ ચતુર્વિધ સાર ॥ તેહની રક્ષાના કરનાર, જે દેવા છે ચતુર પ્રકાર, જેહની શક્તિ અપાર ॥ તે હરજો દુઃખનો વિસ્તાર, કરજો સકલ વિઘ્ન સંહાર, દાન સદા જયકાર ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ રાગ વેલાઉલની દેશી ॥

ભવ દુઃખ વારણ શિવસુખકારણ, શ્રી નમિનાથ જિણંદા ॥ પ્રણમો ભવિ ભાવે જીમ થાવે, સકળ

કુશળ આણંદા ॥ શ્રી નમિ૦ ॥ ૧ ॥ સુરપુરી સુંદર મિથિલા નયરી, રાય વિજય તિહાં સોહે ॥ વપ્રા રાણી તસ પટરાણી, રૂપે સુરનર મોહે ॥ શ્રી૦॥૨॥ તસ સુત મતિ શ્રુત અવધિનાણ યુત, કાયા કંચન વાન॥ આણ અખંડિત વરતે જેહની, પરગટ પુણ્ય નિધાન ॥ શ્રી૦ ॥ ૩ ॥ વ્રત લેઈ વિધિ સહિત આરાધે, કરે સકળ મળ હાણ ॥ માગશિર શુદિ એકાદશી દિવસે, પામ્યા કેવલનાણ ॥ શ્રી૦ ॥ ૪ ॥ સપરિવાર ચોસઠ સુરપતિ તિહાં, સમવસરણ તવ વિરચે ॥ કંચન રજત રયણ ગઢ કરિને, ત્રિભુવનપતિ પદ અરચે ॥ ॥ શ્રી૦ ॥ ૫ ॥ કોડાકોડી સુરનર તિહાં મલિયા, દુંદુભિ દેવ બજાવે ॥ જીન ઋદ્ધિ અનુપમ નિરખી ॥ મન પરમાનંદ પાવે ॥ શ્રી૦ ॥ ૬ ॥ જ્ઞાન કલ્યાણક ઇણિ પરે કરતાં, ભવ ભય સંકટ ભાજે ॥ તે નમિ જીનવર પ્રણમો પ્રેમે, દાન સકલ સુખ કાજે ॥ શ્રી૦ ॥ ૭ ॥ ઇતિ નમિનાથ સ્તવન ॥ ઇતિ શ્રી દાનવિજયજી કૃત મૌનએકાદશી દેવવંદન સમાપ્તમ્ ॥



## ॥ अथ श्री मौनएकादशीनुं दोढशो कल्याणकनुं गणणुं प्रारंभः

### १ जंबुद्वीपे भरते अतीत चोवीशी.



૪ શ્રી મહાયશઃ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી સર્વાનુભૂતિ અર્હતે નમઃ ॥
૬ શ્રી સર્વાનુભૂતિ નાથાય નમઃ ॥
૬ શ્રી સર્વાનુભૂતિ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી શ્રીધરનાથાય નમઃ ॥



### २ जंबुद्वीपे भरते वर्त्तमान चोवीशी.

૨૧ શ્રી નમિનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી મલ્લિનાથ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી મલ્લિનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી મલ્લિનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી અરનાથ નાથાય નમઃ ॥



## ३ जंबुद्वीपे भरते अनागत चोवीशी.

૪ શ્રી સ્વયંપ્રભ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી દેવશ્રુત અર્હતે નમઃ ॥
૬ શ્રી દેવશ્રુત નાથાય નમઃ ॥
૬ શ્રી દેવશ્રુત સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી ઉદયનાથ નાથાય નમઃ ॥



## ४ धातकीखंडे पूर्वभरते अतीत चोवीशी.

૪ શ્રી અકલંક સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી શુભંકરનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી શુભંકરનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી શુભંકરનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી સપ્તનાથ નાથાય નમઃ ॥



## ५ धातकीखंडे पूर्वभरते वर्त्तमान चोवीशी.

૨૧ શ્રી બ્રહ્મેંદ્રનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી ગુણનાથ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી ગુણનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી ગુણનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી ગાંગિકનાથ નાથાય નમઃ ॥

## ६ धातकीखंडे पूर्वभरते अनागत चोवीशी.

४ શ્રી સાંપ્રત સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી મુનિનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી મુનિનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી મુનિનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી વિશિષ્ટનાથ નાથાય નમઃ ॥



## ७ पुष्करवर द्वीपे पूर्वभरते अतीत चोवीशी.

૪ શ્રી સુમૃદુનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી વ્યક્તનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી વ્યક્તનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી વ્યક્તનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી કલાશત નાથાય નમઃ ॥



## ८ पुष्कवरद्वीपे पूर्वभरते वर्त्तमान चोवीशी.

૨૧ શ્રી અરણ્યવાસ સર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી યોગનાથ અર્હતે નમઃ

૧૯ શ્રી યોગનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી યોગનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી અયોગનાથ નાથાય નમઃ ॥



## ९ पुष्करवरद्वीपे पूर्वभरते अनागत चोवीशी.

૪ શ્રી પરમ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી શુદ્ધાર્ત્તિનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી શુદ્ધાર્ત્તિનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી શુદ્ધાર્ત્તિનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી નિઃકેશનાથ નાથાય નમઃ ॥



## १० धातकीखंडे पश्चिम भरते अतीत चोवीशी.

૪ શ્રી સર્વાર્થ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી હરિભદ્ર અર્હતે નમઃ ॥
૬ શ્રી હરિભદ્ર નાથાય નમઃ ॥
૬ શ્રી હરિભદ્ર સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી માગધાધિપ નાથાય નમઃ ॥



## ११ धातकीखंडे पश्चिम भरते वर्त्तमान चोवीशी

२१ શ્રી પ્રયચ્છ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી અક્ષોભનાથ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી અક્ષોભનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી અક્ષોભનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી મલયસિંહ નાથાય નમઃ ॥



## १२ धातकीखंडे पश्चिमभरते अनागत चोवीशी.

૪ શ્રી જિનરૂક્ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી ધનદનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી ધનદનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી ધનદનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી પૌષધનાથ નાથાય નમઃ ॥



## १३ पुष्करवरद्वीपे पश्चिमभरते अतीत चोवीशी.

૪ શ્રી પ્રલંબ સર્વજ્ઞાય નામઃ ॥
૬ શ્રી ચારિત્રનિધિ અર્હતે નમઃ ॥
૬ શ્રી ચારિત્રનિધિ નાથાય નમઃ ॥

૬ શ્રી ચારિત્રનિધિ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી પ્રશમરાજિત નાથાય નમઃ ॥



## १४ पुष्करवर द्वीपे पश्चिम भरते वर्तमान चोवीशी.

૨૧ શ્રી સ્વામી સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી વિપરીતનાથ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી વિપરીતનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી વિપરીતનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી પ્રસાદનાથ નાથાય નમઃ ॥



## १५ पुष्करवर द्वीपे पश्चिम भरते अनागत चोवीशी.

૪ શ્રી અઘટિતનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી ઋષભચંદ્ર નાથાય નમઃ ॥

## १६ जंबुद्वीपे ऐरवते अतीत चोवीशी.

૪ શ્રી દયાંત સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી અભિનંદનનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી અભિનંદનનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી અભિનંદનનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી રત્નેશનાથ નાથાય નમઃ ॥



## १७ जंबु द्वीपे ऐरवते वर्त्तमान चोवीशी.

૨૧ શ્રી શ્યામકોષ્ટ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી મરૂદેવનાથ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી મરૂદેવનાથ નાથાય નમઃ ॥
૧૯ શ્રી મરૂદેવનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી અતિપાર્શ્વ નાથાય નમઃ ॥



## १७ जंबुद्वीपे ऐरवते अनागत चोवीशी.

૪ શ્રી નંદીષેણ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી વ્રતધરનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી વ્રતધરનાથ નાથાય નમઃ ॥

૬ શ્રી વ્રતધરનાથ સર્વજ્ઞાય નમઃ ॥

૭ શ્રી નિર્વાણનાથ નાથાય નમઃ ॥

---

## ૧૯ ધાતકીખંડે પૂર્વએરવતે અતીત ચોવીશી.

૪ શ્રી સૌંદર્ય સર્વજ્ઞાય નમઃ ॥

૬ શ્રી ત્રિવિક્રમનાથ અર્હતે નમઃ ॥

૬ શ્રી ત્રિવિક્રમનાથ નાથાય નમઃ ॥

૬ શ્રી ત્રિવિક્રમનાથ સર્વજ્ઞાય નમઃ ॥

૭ શ્રી નરસિંહનાથ નાથાય નમઃ ॥

---

## ૨૦ ધાતકીખંડે પૂર્વએરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી ખેમંત સર્વજ્ઞાય નમઃ ॥

૧૯ શ્રી સંતોષિતનાથ અર્હતે નમઃ ॥

૧૯ શ્રી સંતોષિતનાથ નાથાય નમઃ ॥

૧૯ શ્રી સંતોષિતનાથ સર્વજ્ઞાય નમઃ ॥

૧૮ શ્રી કામનાથ નાથાય નમઃ ॥

---

## ૨૧ धातकीखंडे पूर्व ऐरवते अनागत चोवीशी.

૪ શ્રી મુનિનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી ચંદ્રદાહ અર્હતે નમઃ ॥
૬ શ્રી ચંદ્રદાહ નાથાય નમઃ ॥
૬ શ્રી ચંદ્રદાહ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી દિલાદિત્ય નાથાય નમઃ ॥

---

## ૨૨ पुष्करार्द्धे पूर्वऐरवते अतीत चोवीशी.

૪ શ્રી અષ્ટાહિક સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી વણિક્નાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી વણિક્નાથ નાથાય નમઃ ॥
૬ શ્રી વણિક્નાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી ઉદયજ્ઞાન નાથાય નમઃ ॥

---

## ૨૩ पुष्करार्द्धे पूर्वऐरवते वर्त्तमान चोवीशी.

૨૧ શ્રી તમોકંદ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી સાયકાક્ષ અર્હતે નમઃ ॥

૧૯ શ્રી સાયકાક્ષ નાથાય નમઃ ॥
૧૯ શ્રી સાયકાક્ષ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી હેમંતનાથ નાથાય નમઃ ॥

## २४ पुष्करार्द्धे पूर्वऐरवते अनागत चोवीशी.

૪ શ્રી નિર્વાણિક સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી રવિરાજ અર્હતે નમઃ ॥
૬ શ્રી રવિરાજ નાથાય નમઃ ॥
૬ શ્રી રવિરાજ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી પ્રથમનાથ નાથાય નમઃ ॥

## २५ धातकीखंडे पश्चिम ऐरवते अतीत चोवीशी.

૪ શ્રી પુરૂરવા સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી અવબોધ અર્હતે નમઃ ॥
૬ શ્રી અવબોધ નાથાય નમઃ ॥
૬ શ્રી અવબોધ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી વિક્રમેંદ્ર નાથાય નમઃ ॥

## ૨૬ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી સુશાંતિ સર્વજ્ઞાય નમઃ ॥
૧૯ શ્રી હરદેવ અર્હતે નમઃ ॥
૧૯ શ્રી હરદેવ નાથાય નમઃ ॥
૧૯ શ્રી હરદેવ સર્વજ્ઞાય નમઃ ॥
૧૮ શ્રી નંદિકેશ નાથાય નમઃ ॥

---

## ૨૭ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી મહામૃગેંદ્ર સર્વજ્ઞાય નમઃ ॥
૬ શ્રી અશોચ્ચિત અર્હતે નમઃ ॥
૬ શ્રી અશોચ્ચિત નાથાય નમઃ ॥
૬ શ્રી અશોચ્ચિત સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી ધર્મેંદ્રનાથ નાથાય નમઃ ॥



## २८ पुष्करवरद्वीपे पश्चिम ऐरवते अतीत चोवीशी.

२१ श्री अश्ववृंद सर्वज्ञाय नमः ॥

१९ श्री कुटिलक अर्हते नमः ॥

१९ श्री कुटिलक नाथाय नमः ॥

१९ श्री कुटिलक सर्वज्ञाय नमः ॥

१८ श्री वर्द्धमान नाथाय नमः ॥



## २९ पुष्करवरद्वीपे पश्चिम ऐरवते वर्त्तमानचोवीशी.

२१ श्री नंदिकेश सर्वज्ञाय नमः ॥

१९ श्री धर्मचंद्र अर्हते नमः ॥

१९ श्री धर्मचंद्र नाथाय नमः ॥

१९ श्री धर्मचंद्र सर्वज्ञाय नमः ॥

१८ श्री विवेकनाथ नाथाय नमः ॥



## ३० पुष्करवरद्वीपे पश्चिम ऐरवते अनागत चोवीशी.

४ श्री कलापक सर्वज्ञाय नमः ॥

૬ શ્રી વિશોમનાથ અર્હતે નમઃ ॥
૬ શ્રી વિશોમનાથ નાથાય નમઃ ॥
૬ શ્રી વિશોમનાથ સર્વજ્ઞાય નમઃ ॥
૭ શ્રી અરણ્યનાથ નાથાય નમઃ ॥



## ॥ अथ मुनि श्री दानविजयजी कृत ॥

## ॥ चैत्री पूनमना देववंदन प्रारंभ. ॥

॥ તિહાં પ્રથમ વિધિ કહીયે છીયે. ॥

પ્રથમ ચોમુખની પ્રતિમા સ્થાપીયે, પછી સ્નાત્ર ભણાવીયે, પ્રભુને દશ તિલક કરીયે, ફૂલના હાર દશ ચઢાવીયે, દશ વખત અગરબતી ઉખેવીયે, દશ વખત ચામર વીંજીયે, દશ દીવટને દીવો કરીયે, પછી દશ વખત ઘંટ વગાડીયે, ચોખાના સાથીયા દશ કરીયે તે સાથીયાની ઉપર દશ બદામો મૂકીયે, ચોમુખજીને ચારે પાસે ચાર શ્રીફળ મૂકીયે, અખિયાણું ગોધુમ શેર ત્રણ મૂકવા, તેની ઉપર એક શ્રીફલ મૂકવું, નૈવેદ્ય મધ્યે સર્વ જાતિનાં પકવાન્ન દશ દશ ઢોહયે, પ-

છી જે જે જાતિનાં ફલ મલે, તે તે સર્વ જાતિનાં દશ દશ ફલ મૂકવાં; પરંતુ તે સર્વ ફલ ઉત્તમ જાતિનાં લેવાં. પછી દેવ વાંદીયે, પછી શાંતિકર સ્તોત્ર કહીયે, પછી શ્રી શત્રુંજયનાં એકવીશ નામ દશ વખત લેવાં તે એકવીશ નામ લખીયે છીયે.

| | |
|---|---|
| ૧ શ્રી વિમલાચલાયનમઃ | ૧૨ શ્રી અકર્મણેનમઃ |
| ૨ શ્રી પુંડરીકગિરયે નમઃ | ૧૩ શ્રીશાશ્વતગિરયેનમઃ |
| ૩ શ્રી સિદ્ધક્ષેત્રાયનમઃ | ૧૪ શ્રીસર્વકામદાયનમઃ |
| ૪ શ્રી સુરાચલાયનમઃ | ૧૫ શ્રી પુષ્પદંતાયનમઃ |
| ૫ શ્રી મહાચલાયનમઃ | ૧૬ શ્રી મહાપદ્માયનમઃ |
| ૬ શ્રી શ્રીપદયેનમઃ | ૧૭ શ્રી પૃથ્વીપીઠાયનમઃ |
| ૭ શ્રી પર્વતેંદ્રાયનમઃ | ૧૮ શ્રીપ્રભુપદગિરયેનમઃ |
| ૮ શ્રી પુણ્યરાશયેનમઃ | ૧૯ શ્રીપાતાલગિરયેનમઃ |
| ૯ શ્રી દૃઢશક્તયેનમઃ | ૨૦ શ્રીકૈલાશપર્વતાયનમઃ |
| ૧૦ શ્રી મુક્તિનિલયાયનમઃ | ૨૧ શ્રી ક્ષિતિમંગલ પર્વ |
| ૧૧ શ્રીમહાતીર્થાયનમઃ | તાય નમઃ |

એ એકવીશ નામ દશ વાર કહીને, પછી દશ નવકાર ગણીયે, પછી ખમાસમણ દશ દેઇએ, પછી ભંડાર ઢોઇએ, એટલે તિહાં યથાશક્તિયે રૂપાનાણું

મૂકીયે, પછી પ્રદક્ષિણા દશ દેઇએ, એ રીતે દેવ વંદનના પ્રથમ જોડામાં સર્વ ઢોવવા અને નૈવેદ્ય, દીવેટ, ટીલી, ચામર, આરતી, ચોખાના સાથીયા પ્રમુખ સર્વે દશ દશ કરવા. તેમજ બીજા જોડામાં વીશ, ત્રીજા જોડામાં ત્રીશ, ચોથા જોડામાં ચાલીશ અને પાંચમાં જોડામાં પચ્ચાસ એવા અનુક્રમે વસ્તુ મૂકવી ॥

હવે દેવ વાંદવાનો વિધિ કહે છે પ્રથમ ઇરિયાવહિ પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, પછી પ્રગટ લોગસ્સ કહીને ચૈત્યવંદન કરીયે, તે ચૈત્યવંદન લખીયે છીએ.



## ॥ अथ चैत्यवंदन ॥

નાભિ નરેસર વંશ ચંદ, મરૂદેવા માત ॥ સુર રમણી રમણીય જાસ, ગાયે અવદાત ॥ કંચન વર્ણ સમાન કાંતિ, કમનીય શરીર ॥ સુંદર ગુણ મણ પૂર્ણ ભવ્ય, જન મન તરૂ કીર ॥ આદીશ્વર પ્રભુ પ્રણમીયે એ, પ્રણત સુરાસુર વૃંદ ॥ મન મોદે મુખ દેખતાં, દાન મિટે દુઃખ દંદ ॥ એ ચૈત્યવંદન કહ્યાં પછી નમુ-

ત્થુણં કહી અડધા જયવીરાય કહેવા. પછી વલી બીજું ચૈત્યવંદન કહેવું તે કહે છે.



## ॥ अथ चैत्यवंदन ॥

પૂર્ણચંદ્ર ઉપમાન જાસ, વદનાંબુજ દીઠે ॥ ભવ ભવ સંચિત પાપ તાપ, તે સઘળા નીઠે ॥ ભવિજન નયન ચકોર ચંદ, તવ હરષિત થાય ॥ અંધકાર અજ્ઞાન તમ, નિર્વિષયી જાય ॥ સમતા શીતલતા વધે એ, પૂર્ણ જ્યોતિ પરકાશ ॥ ઋષભદેવ જિન સેવતાં, દાન અધિક ઉલ્લાસ ॥ ૨ ઇતિ ચૈત્યવંદન ॥ પછી નમુત્થુણં અને અરિહંત ચેઇયાણં કહીને જે થોય કહેવી, તે લખીયે છીયે.



## ॥ अथ थोय लिख्यते ॥

સિરિ શત્રુંજય ગિરિ મંડણો, દુઃખ દોહગ દુરિય વિહંડણો ॥ ચૈત્રી પૂનમે સિરિ રિસહેસરૂ, પૂજો પુંડરીક ગણિ સુંદરૂ ॥૧॥ પછી લોગસ્સ કહીને બીજી થોય કહેવી ॥

## ॥ अथ बीजी थोय ॥

અતીત અનાગત વર્તમાન, જિનવર આવી અનંત તાન ॥ ચૈત્રીપુનમ દિવસે સમોસર્યા, તે ધ્યાયી મુક્તિ વધૂ વર્યા ॥ ૨ ॥ પછી પુખ્ખરવરદી કહીને ત્રીજી થોય કહેવી ॥



## ॥ अथ त्रीजी थोय. ॥

વિમલાચલ મહિમા ભાખિયો, જિનવર ગણધર તિહાં દાખીયો ॥ તે આગમ સમરો ધરિય ભાવ, દુસ્તર ભવસાગર સાર નાવ ॥ ૩ ॥ પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી ॥



## ॥ अथ चोथी थोय. ॥

ચક્કેસરી દેવી સુરવરા, જિનવર પય સેવે હિતકરા ॥ વિમલાચલ ગિરિ રખવાલિકા,. વરદાન દેજો ગુણમાલિકા ॥ ૪ ॥ પછી નમુત્થુણં૦ અરિહંત ચેઇયાણં કહેવું. ॥



# અથ થોય જોડો બીજો ॥

વિમલાચલ ભૂષણ, ઋષભ જિનેશ્વર દેવ ॥ તસ આણ લહીને, ઋષભસેન ગણ દેવ ॥ તે તીરથમાં મુખ્ય, પરણી શિવ વહુ સાર ॥ ચૈત્રી પૂનમ દિન, આણી હર્ષ અપાર ॥૧॥ એક લોગસ્સ કહી થોય કહેવી ॥ વિમલાચલ મહિમા, જિનવર કોડી અનંત ॥ ઉપદેશે પંઢિત, પરષદ માંહિ અનંત ॥ તે જિનવર દેજો, મંગલ માલા રીદ્ધિ ॥ ચૈત્રી પૂનમ તપ, આરાધકને સિદ્ધિ ॥ પુખ્ખર૦ ॥ થોય કહેવી ॥ ૨ ॥ અષ્ટાપદ પમુહા, તીરથ કોડી અનેક ॥ તેહમાં એ રાજા, ઇમ કહે આગમ છેક ॥ તે આગમ નિસુણો, આણી હૃદય વિવેક ॥ ચૈત્રી પૂનમ દિન, જિમ હોય પુણ્ય વિવેક ॥ સિદ્ધાણં બુદ્ધાણં૦ ॥ થોય૦ ॥ ૩ ॥ ચક્કેસરી દેવી, જિનશાસન રખવાલી ॥ સિંહાસન બેઠી, સિંહલંકી લટકાલી ॥ ચૈત્રીપૂનમ તપ, વિઘ્ન હરજો માય ॥ શ્રી વિજય રાજસૂરિ, દાન માન વરદાય ॥ ૪ ॥ ઇતિ સ્તુતિ ॥ પછી નમુ૦ ॥ જાવંતિ ચેઇઆઇં જાવંત કેવિસાહૂ૦ ॥ નમોઽર્હત્ ॥ કહી સ્તવન કહીયે ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ એકવીશાની દેશી ॥

સુખકારી રે, સિદ્ધાચલ ગુણ ગેહ રે ॥ં ભવિ પ્રણમો રે, હ્રદય ધરી બહુ નેહ રે ॥ ત્રુટક ॥ બહુ નેહ આણી એહ જાણી, સકલ તીરથ સેહરો ॥ શ્રી ઋષભ દેવ જિણંદ પૂજી, પૂર્વ સવિ દુષ્કૃત હરો ॥ અસુર સુર મુનિરાજ કિન્નર, જાસ દરસન અહિલસે ॥ જેહનું ફરસન કરી ભવિજન, મુગતિ સુખમાં ઉલ્લસે ॥ ૧ ॥ ઢાલ ॥ આદીસર રે, વિહરંતા જગમાંહિ રે ॥ સિદ્ધાચલ રે, આવી સમોસર્યા ત્યાંહિ રે ॥ ત્રુટક ॥ ત્યાંહિ ગણધર પુંડરિકને, ભુવન ગુરૂ એમ ઉપદિસે ॥ તુમ નામથી એ તીર્થ કેરો, અધિક મહિમા વાધશે ॥ સવિ કર્મ તોડી મોહ મોડી, લહી કેવલ નાણરે ॥ ચૈત્રી પૂનમ દિવસે ઇણ ગિરિ, પામશો નિર્વાણ રે ॥ ૨ ॥ ઢાલ ॥ ઇમ નિસુણિ રે, શ્રી ગણધર પુંડરીક રે ॥ ભવ જલથી રે, અલગું જિમ પુંડરીક રે॰॥ ત્રુટક ॥ પુંડરિક પરે જે ભય ન પામે, પરીસહ ઉપસર્ગથી॥ ક્રોધ ને મદ માન માયા, જાસ ચિત્ત રતી નથી ॥ પંચ કોડિ મુંનિવર સંઘાતે, તિહાં અણસણ ઉચ્ચરે॥ અડ-

કર્મ જાલી દોષ ટાલી, સિદ્ધ મંદિર અનુસરે ॥ ૩ ॥ ઢાલ ॥ તે દિનથી રે, એ ગિરિનું અતિ ઋદ્ધિ રે ॥ પુંડરિક ઇતિ રે, નામ થયું પ્રસિદ્ધ રે ॥ ત્રુટક ॥ સુ-પ્રસિદ્ધ મહિમા ચૈત્રી પૂનમ, દિને જેહનો જાણીયે ॥ બહુ ભાવ આણી સાર જાણી, સુગુણ જાસ વખાણી-યે ॥ દશ વીશ ત્રીશ અને ચાલીશ, પચાસ પુષ્પમાલ રે ॥ લોગસ્સ તેતી કાઉસ્સગ્ગો થુઇ, નમુક્કાર રસાલ રે ॥ ૪ ॥ ઢાલ ॥ ફલ તેતારે, હોય તેતી પ્રદક્ષિણા ॥ ચૈત્રી પૂજા રે, ઇણિ વિધ કીજે વિચક્ષણા ॥ ત્રુટક ॥ વિચક્ષણા જિનરાજ પૂજી, પુંડરિક હિયડે ધરો ॥ શ-ત્રુંજય ગિરિવર આદિ જિનવર, નમી ભવસાયર ત-રો ॥ ઇમ ચૈત્રીપૂનમ તણો ઉચ્છવ, જે કરે ભવિ લો-ય રે ॥ શ્રીવિજયરાજ સૂરિંદ વિનયી, દાન શિવસુખ હોય રે ॥૫॥ ઇતિ સ્તવન ॥ પછી જયવીયરાય આ-ભવમખંડા સુધી કહેવા. પછી ચૈત્યવંદન કહેવું, તે કહે છે ॥



## ॥ अथ चैत्यवंदन ॥

ચૈત્રી પૂનમનો અખંડ, શશીધર જિમ દીપે ॥

અંગારય આદિ અનેક, ગ્રહ ગણને જીપે ॥ તિમ પર તીર્થી દેવથી, જેહ અધિક વિરાજે ॥ લોકોત્તર અતિશય અનંત, દીપંત દિવાજે ॥ ચૈત્રી પૂનમને દિને એ, ભજો એહ ભગવંત ॥ શ્રીવિજયરાજ સૂરિંદનો, દાન સકલ સુખ હુંત ॥ ૩ ॥ ઇતિ દેવવંદનનો પ્રથમ જોડો સમાપ્ત ॥ અહીઆં નમુત્થુણં તથા જયવીયરાય સંપૂર્ણ કહી, શાંતિકર સ્તોત્ર કહેવું ॥ એ પ્રકારનો સર્વ વિધિ જેમ પ્રથમ લખ્યો છે, તેમ આંહી પણ જાણી લેવો. .

---

## ॥ अथ देववंदननो बीजो जोडो ॥

## ॥ तिहां प्रथम त्रण चैत्यवंदन ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સાચો ॥ આદીસર જિનરાયનો, જિહાં મહિમા જાચો ॥ ઇહાં અનંત ગુણવંત સાધુ, પામ્યા શિવવાસ ॥ એહ ગિરિ સેવાથી અધિક, હોય લીલ વિલાસ ॥ દુષ્કૃત સવિ દૂરે હરે એ, બહુ ભવ સંચિત જેહ ॥ સકલ તીર્થ શિર સેહરો, દાન નમે ધરી નેહ ॥ ૧ ॥

## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

આદીસર જિનરાયનો, ગણધર ગુણવંત ॥ પ્રગટ નામ પુંડરિક જાસ, મહિમાંહે મહંત ॥ પંચ કોડી સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ ॥ શુક્લધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તિહાં લીધ ॥ ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ ॥ તે દિનથી પુંડરિક ગિરિ, નામ દાન સુખકંદ ॥ ઇતિ ॥ ૨ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

સકલ સુહંકર સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સુણિ એ ॥ સુર નર નરપતિ અસુર ખેચર, નિકરે જે થુણીએ ॥ સકલ તીરથ અવતાર સાર, બહુ ગુણ ભંડાર ॥ પુંડરિક ગણધાર જબ, પામ્યા ભવપાર ॥ ચૈત્રી પૂનમને દિન એ, કર્મ મર્મ કરી દૂર ॥ તે તીરથ આરાહિયે, દાન સુયશ ભરપૂર ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

શ્રી શત્રુંજય ગિરિવર વાસવ, વાસવ સેવિત પા-

ચ જી ॥ જયવંતા વરતો તિહુંકાલે, મંગલ કમલા દાય જી ॥ સિરિ રિસહેસર શિષ્ય શિરોમણિ, પુંડરિકથી તે સાંધ્યો જી ॥ ચૈત્રી પૂનમ આ ચોવીશી, મહિમા જેહનો વાધ્યો જી ॥૧॥ અનંત તીર્થંકર શત્રુંજય ગિરિ, સમોસર્યા બહુ વાર જી ॥ ગણધર મુનિવર શું પરવરિયા, તિહુઅણના આધાર જી ॥ તે જિનવર પ્રણમો ભવિ ભાવે, તિહુઅણ સેવિત ચરણા જી ॥ ભવ ભય ત્રાતા મંગલ દાતા, પાપ રજોહર ભરણા જી ॥ ૨.॥ શ્રી આદીસર વચન સુણિને, પુંડરીક ગણધાર જી ॥ આગમ રચના કીધી પોઢી, નય નિક્ષેપા ધાર જી ॥ ચૈત્રી પૂનમને દિન આગમ, આરાધો ભવિ પ્રાણીજી ॥ આતમ નિર્મલતા વર ભાવો, કતક ફલ જિમ પાણી જી ॥ ૩ ॥ શત્રુંજયં સેવાનો રસિયો, વસિયો ભવિ જન ચિત્તે જી ॥ ચઉવિહ સંઘનાં વિઘન હરેવા, ઉદ્યત અતિશય નિત્તે જી ॥ કવડ યક્ષ જિન શાસન મંડપે, મંગલવેલિ વધારેં જી ॥ શ્રી વિજય રાજ સૂરીશ્વર સેવક, સફલ કરો અવતારો જી ॥ ૪ ॥

## ॥ अथ द्वितीय थोय जोड़ो ॥

શત્રુંજય મંડણ, મોહ ખંડણ, નાભિનંદન દેવ ॥ વાર પૂર્વ નવાણું આવ્યા, સહિત ગણધર દેવ ॥ રાયણ હેઠે ઠવિ આસન, સુણત પર્ષદ બાર ॥ શત્રુંજય મહિમા પ્રગટ કીધો, લોકને હિતકાર ॥ ૧ ॥ વિમલ ગિરિવર સેવનાથી, પાપના ભડવાય ॥ તસ ઘટા જિમ સૂર દેખી, દૂર દહ દિશિ જાય ॥ ચૈત્રીપૂનમ ઉપદિશિ ઈમ, તીર્થંકરની કોડી ॥ સેવિયે ભવિકા તેહ જિનવર, નિત્ય નિજ કરજોડી ॥૨॥ સાત છઠ્ઠને એક અઠ્ઠમ, જાપ વિધિશું મેલિ ॥ શત્રુંજય ગિરિ આરાધિ ઈમ, વાધે ગુણની કેલી ॥ ઈમ કહે આગમ વિવિધ વિધિશું, કર્મ ભેદ ઉપાય ॥ તે સમય નિસુણી ભક્તિ આણી, દલિત દુર્મતિ દાય ॥૩॥ ગોમુખ સુંદર યક્ષ ગોમુખ, યક્ષ વર્ગ પરધાન ॥ જૈન તીરથ વિઘન વારણ, નિપુણ બુદ્ધિ નિધાન ॥ શ્રી નાભિનંદા શિષ્ય મુનિવર, પુંડરિક ગણધાર ॥ શ્રી વિજય રાજ સૂરિંદ સંઘને, કરો કુશલ વિસ્તાર ॥ ૪ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

### ॥ ચોપાઇની દેશી ॥

શ્રી શત્રુંજય તીરથ સાર, પ્રણમો આણી ભગતિ ઉદાર ॥ નંદીશ્વર યાત્રાએ ફલ જેહ, કુંડલગિરિ બમણું હોય તેહ ॥ ૧ ॥ તેહ તમણું રૂચકાચલ જોય, તેહ ગજદંતે ચઉગુણું હોય ॥ તેહથી બમણું જંબૂવૃક્ષ, ચૈત્ય વાંદતાં હોય પ્રત્યક્ષ ॥૨॥ ચૈત્ય જે ધાતકી ખંડ મઝાર, છ ગુણું તેહ ફલ નમતાં સાર ॥ છત્રીશ ગુણું ફલ તેહથી હોય, પુષ્કરવર જિન નમતાં જોય ॥ ૩ ॥ મેરૂ ચૂલાના જિન પ્રણમંત, તેહથી તેરગુણું ફલ હુંત ॥ તેહથી સહસ ગુણુ ફલ થાય, સમેતશિખર જે યાત્રા જાય ॥ ૪ ॥ તે લખગુણુ અંજનગિરિ જાણ, તે દશ લખ ગુણ રૈવત ઠાણ ॥ અષ્ટાપદ વંદે મન ભાય, તેહને પણ એહિજ ફલ થાય ॥ ૫ ॥ પૂંડરગિરિ પ્રણમી ગહ ગહે, તેહથી કોડી ગુણું ફલ લહે ॥ ભાંખ્યું એહ ફલ પરિમાણ, ભાવથી જન અધિક મન આણ ॥ ૬ ॥ પુંડરિક ગણધર જિહાં સિદ્ધ, પુંડરિક ગિરિ તેહ પ્રસિદ્ધ ॥ વંદિ એહ ગિરિ લહિ સંપદા, દાનવિ-

જય ભાંખે એમ મુદા ॥ ૭ ॥ ઇતિ સ્તવન ॥ અહીં નમિઉણ કહીયે ॥ ઇતિ દેવ વંદનનો બીજો જોડો સંપૂર્ણ ॥ તે વાર પછી બમણો વિધિ કરીને ત્રીજો જોડો કહીયે તે કહે છે.



## ॥ अथ देववंदननो त्रीजो जोमो ॥

॥ તિહા પ્રથમ ત્રણ ચૈત્યવંદન ॥

એ તીરથ ઉપર અનંત, તીર્થંકર આવ્યા ॥ વલી અનંતા આવશે, સમતારસ ભાવ્યા ॥ આ ચોત્રીશી માંહિ એક, નમીશ્વર પાંખે ॥ જિન ત્રેવીશ સમોસર્યા, એમ આગમ ભાંખે ॥ ગણધર મુનિવર કેવલી, સમોસર્યા ગુણવંત ॥ પ્રેમે તે ગિરિ પ્રણમતાં, હરખે દાન હસંત ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ द्वितिय चैत्यवंदन ॥

એ તીરથના ઉપરે, થયા ઉદ્ધાર અસંખ્ય ॥ તિમ પ્રતિમા જિનરાયની, થઇ તાસ નવિ સંખ્ય ॥ અજિત શાંતિ જિનરાજ ઇત્થ, રહ્યા ચોમાસી ॥ એ

તીરથે મુનિ અનંત, હુઆ શિવપુર વાસી ॥ ચૈત્રી પૂ-
નમને દિને એ, મહિમા જાસ મહાન ॥ એ તીરથ સે-
વન થકી, દાન વધે બહુ વાન ॥ ૨ ॥ ઇતિ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

અષ્ટાપદ આદિ અનેક, જગ તીરથ મોટાં ॥ તે
હથી અધિકું સિદ્ધક્ષેત્ર, એહ વચન નવિ ખોટાં ॥ જે
માટે એ તીર્થ સાર, સાસય પ્રતિરૂપ ॥ જેહ અનાદિ
અનંત શુદ્ધ, ઇમ કહે જિન ભૂપ ॥ કલિકાલે પણ જે
હનો એ, મહિમા પ્રબલ પહુર ॥ શ્રી વિજયરાજ સૂ-
રિંદથી, દાન વધે બહુ નૂર ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

વિમલાચલ સિહર શિરોમણી, તનુ તેજે નિર્જિ-
ત દિનમણિ ॥ શ્રી નાભેય જિન જગ ગૃહમણી, જયો
તિહુઅણ વાંછિત સુરમણી ॥ ૧ ॥ એકશત અડસા-
નુ સોહામણા, નિષધાદિક છે ગુણે વામણા ॥ શિ-
ખરે શિખરે બહુ જિનવરા, આવી સમોસર્યા ગુણ

સાયરા ॥ ૨ ॥ પુંડરિક તપોવિધ ભાંખિયો, મધુરા-
કારે શત્રુંજય સાખીયો ॥ સુહગુરૂ સંઘ પૂજા જિહાં
કહી. આગમ અભ્યાસે ગહગહી ॥ ૩ ॥ શશી વયણી
કમલ વિલોચના, ચક્રેસરી દેવી વિરોચના ॥ રિસહે-
સર ભત્તિ વિધાયિકા, વર દાનદેજો સુપ્રભાવિકા ॥૪॥
॥ ઇતિ ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

સતિ મરૂદેવી ઉઅર સરોવર હંસ, નૃપ નાભિ
કુલાંબર જે વર હંસ ॥ સિરિ રિસહેસર સેવો સદા,
ચૈત્રીપૂનમ લહો સંપદા ॥ ૧ ॥ એરવત વિદેહને ભ-
રતે જેહ, તે જિન પ્રશંસે તીરથ એહ ॥ તે તીર્થંકર
ભવ ભય હરો, ભવિયણ ચૈત્રી તપ અનુસરો ॥ ૨ ॥
તીરથ યાત્રા તે દુઃખ હરે, એ કરણીથી શિવસુખ વરો॥
ઇમ ઉપદેશે ગણધર દેવ, ચૈત્રી તપ કરો નિત્યમેવ
॥ ૩ ॥ શ્રુત દેવી સીત કમલે રહી, વિમલાચલ સેવા
ગગગહી ॥ ચૈત્રી તપ સાન્નિધિ કર માય, જિમ દાન
સકલ દુઃખડા દૂર જાય ॥ ૪ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ રસીયાની દેશી ॥

પ્રણમો પ્રેમે પુંડરિક ગિરિ રાજીયો, ગાજીયો જગમાં રે એહ ॥ સોભાગી ॥ યાત્રાયે જાતાં પગે પગે નિર્જરે, બહુ ભવ સંચિત ખેહ ॥ સોભાગી ॥ પ્રણ૦ ॥ ૧ ॥ પાપ હોય વજ્રલેપ સમોવડે, તેહ પણ જાય રે દૂર ॥ સો૦ ॥ જો એહ ગિરિનું દર્શન કીજી-યે, ભાવ ભગતિ ભરપૂર ॥ સો૦ ॥ ૨ ॥ પ્ર૦ ॥ ગો-હત્યાદિક હત્યા પંચ છે, કારક તેહના જે હોય ॥ સો૦ ॥ તે પણ ગિરિનું દર્શન જો કરે, પામે શિવ-ગતિ સોય ॥ ૩ ॥ પ્ર૦ ॥ શ્રી શુકરાજ નૃપતિ પણ ઇણ ગિરિ, કરતો જિનવર ધ્યાન ॥ સો૦ ॥ ષટ માસે રિપુ વિલય ગયા સવે, વાધ્યો અધિક તસ વાન ॥ સો૦ ॥ ૪ ॥ પ્ર૦ ॥ ચંદ્રશેખર નિજ ભગિની ભો-ગવી, કીધું પાપ મહંત ॥ સો૦ ॥ તે પણ એ તી-રથ આરાધતાં, પામ્યો શુભગતિ સંત ॥ સો૦ ॥૫॥ પ્ર૦ ॥ મોર સર્પ વાઘણ પ્રમુખ બહુ, જીવ છે જે વિકરાલ ॥ સો૦ ॥ તે પણ એ ગિરિ દર્શન પુણ્યથી પામે સુગતિ વિશાલ ॥સો૦॥૬॥ પ્ર૦॥ એહવો મહિમા ..

એ તીરથ તણો, ચૈત્રી પૂનમે વિશેષ ॥ સો૦ ॥ શ્રી વિજયરાજ સૂરીશ્વર શિષ્યને, દાન ગયાં દુઃખ લેશ ॥ ॥ સો૦ ॥ ૭ ॥ પ્ર૦ ॥ તિજયપહુત્ત૦ ॥ ઇતિ ત્રીજા દેવવંદનનો ત્રીજો જોડા સંપૂર્ણ ॥ અહીઆં પૂર્વની પરે વિધિ ત્રિગુણો કરીને ચોથા જોડાનો પ્રારંભ કરીયે ॥



## अथ देववंदननो चोथो जोडो ॥

॥ તિહાં પ્રથમ ત્રણ ચૈત્યવંદન ॥

જોયણ શત પરિમાણ એક, જે પહિલે આરે ॥ બીજે આરે જોયણ જેહ, એંશી વિસ્તારે ॥ તિમ ત્રીજે જોયણ સાઠ, ચોથે પંચાસ ॥ પાંચમે આરે બાર સાર, વિસ્તાર છે જાસ ॥ છઠાને અંતે હુશે એ, એક હસ્ત જસમાન ॥ એહ અવસ્થિત છે સદા, તે પ્રણમે મુનિ દાન ॥ ૧ ॥

---

## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

ભરત નરેસર ભરત ક્ષેત્ર, ચક્રિ ઇણ ઠામે ॥ આવ્યો સંઘ સજી સનૂર, મન આણંદ પામે ॥ કંચન-

મય પ્રાસાદ કીધ, ઉત્તંગ ઉદાર ॥ મંડપ તોરણ વિવિધ જાલ, માલિત ચઉ બાર ॥ ધણુ પણ સય મિત્ત મણિત તણિ એ, થાપી ઋષભની મૂર્ત્તિ ॥ જ્ઞાન દયાકર તીર્થથી, પસરી જગ જસ કીર્તિ ॥ ૨ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

ઋષભની પ્રતિમા મણિમયી, ભરતેશ્વરે કીધી ॥ તે પ્રતિમા છે ઇણે ગિરિ, એહ વાત પ્રસિદ્ધિ ॥ દેખે દરિસણ કોય જાસ, માનવ ઇણે લોકે ॥ ત્રીજે ભવે જે મુક્તિ યોગ્ય, નર તેહ વિલોકે ॥ સ્વર્ણ ગુફા પશ્ચિમ દિશે એ, એ છે જાસ અહિઠાણ ॥ દાન સુહંકર વિમલગિરિ, તે પ્રણમું હિત આણ ॥ ૩ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोयो जोडा बे ॥

ચૈત્રી તપ તીરથ ભાવતો, અનુભવમાં આતમ રાખતો ॥ રિસહેસર જિન ભવિ ભજો, જિમ થાયે ભવ જલશું ત્યજો ॥ ૧ ॥ જયવંતા વરતો જિનવરાં, તિહુઅણ વર ભવિયણ હિતકરા ॥ પુંડરિક તપોવિધિ જાણતા, ચૈત્રીપૂનમ દિવસ વખાણતા ॥ ૨ ॥

નય ગમ પર્યાય પૂરિયો, નવિ પાખંડીયે ચૂરિયો ॥ જિનવરનો આગમ મન ધરો, જિમ દુર્મતિ દુઃકૃત પરિહરો ॥ ૩ ॥ જિનશાસન દેવી ચક્કેસરી, જિન હેતે દાન દ્યો ઇશ્વરી ॥ જિનશાસન ઉદય વધારજો, ચૈત્રી તપ વિઘન નિવારજો ॥ ૪ ॥

---

## ॥ अथ द्वितीय जोमो प्रारंभः ॥

શત્રુંજય મહિમા, પ્રગટયો જેહથી સાર ॥ ચૈત્રી પૂનમ દિન, ઓપ્યો એહ ઉદાર ॥ રિસહેસર સેવા, શિર વહો ધરી આણંદ ॥ તિહુઅણ ભવિ કૈરવ, વિપિન વિકાશન ચંદ ॥ ૧ ॥ જિનવર ઉપદેશે, ભરતાદિક નૃપ છેક ॥ આતમ અનુભાવી, વાધે વૃદ્ધિ વિશેષ ॥ ૨ ॥ શત્રુંજય સિહરે, સમવસર્યા જિન રાજ ॥ આગમ નિસુણિ, ચૈત્રી તપ કહ્યા સાર ॥ પુંડરિક મુનિસર પરે, લહેશો જય જયકાર ॥ ૩ ॥ ગોમુખ ચક્કેસરી, શાસન ચિંતાકારી ॥ રિસહેસર સેવા, રસિક વસે સુખધારી ॥ વિમલાચલ સેવક, વિઘન નિવારો માઇ ॥ શ્રી વિજયરાજ સૂરિ, શિષ્ય કહે ચિત્ત લાઇ ॥ ૪ ॥ ઇતિ

## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ वेलनी देशी ॥

શ્રી સિદ્ધાચલ શત્રુંજય, સિદ્ધક્ષેત્ર અભિરામ ॥ દર્શન કરતાં દુરગતિ ત્રૂટે, છૂટે બંધ નિદાન ॥ શ્રી રિસહેસર પટ્ટ ધુરંધર, અસંખ્યાત નરરાય ॥ શ્રી આદિત્ય યશાથી યાવત, અજિત જિનેશ્વર તાય ॥૧॥ ચઉદશ લગ લગ ચઉદસ લણ વિધ, થઈ શ્રેણિ અસંખ્યાત ॥ સિદ્ધદંડિકા માહિ સઘલા, એહ અછે અવદાત ॥ સર્વાર્થ સિદ્ધને શિવગતિ વિણ, ત્રીજી ગતિ નવિ પામી ॥ તિણે પણ એ તીરથ ફરસ્યો, વંદો ભવિ શિર નામી ॥ ૨ ॥ નમિ વિનમિ વિદ્યાધર નાયક, દો કોડી મુનિ સંઘાતે ॥ એ ગિરિ સેવ્યાથી શિવગતિ પામ્યા, સકલ કર્મ નિપાતે ॥ શ્રી આદીશ્વર સુતના નંદન, દ્રાવિડ વારિ ખિલ જાણ ॥ કાતિ પૂનમ દિન દશકોડી, ઋષિ યુત લહે નિર્વાણ ॥ ૩ ॥ અષ્ટાદશ અક્ષોહિણી દલના, ચૂરક જે બલવંત ॥ ગોત્ર નિકંદન કરીને સંચ્યાં, જેણે પાપ અનંત ॥ તે પણ એહજ તીરથ ઉપરે, કરી અણસણ ઉચ્ચાર ॥ ઉત્તમ નર તે પાંચે પાંડવ, પામ્યા ભવજલ.પાર ॥ ૪ ॥ ત્રણ

કોડીને લાખ એકાણું, ઋષિ યુત રામ મુણિંદ ॥ તિ-
મ નારદાદિક સાધુ અનંતા, પામ્યા પદ મહા નંદ ॥
તે માટે એ ગિરિનું સાચું, સિદ્ધક્ષેત્ર ઇતિ નામ ॥
શ્રી વિજયરાજ સૂરિશ્વર વિનયી, દાન કરે ગુણગ્રામ
॥ ૪ ॥ ઇતિ સ્તવન ॥ ઇતિ દેવવંદનનો ચોથો જોડો
સંપૂર્ણ ॥ અહીયાં ભક્તામર સ્તોત્ર કહીયે. અને જે
પૂર્વે વિધિ લખ્યો છે, તેથી ચોગુણો વિધિ કરીને પાં
ચમા જોડાનો પ્રારંભ કરીયે ॥



## ॥ अथ देववंदननो पांचमो जोडो. ॥

### ॥ તિહાં પ્રથમ ત્રણ ચૈત્યવંદન ॥

સગરાદિક નરપતિ અનેક, ઇણે પર્વત આવ્યા॥ વિવિધ વિચિત્ર વિરાજમાન, પ્રાસાદ કરાવ્યા ॥ ભક્તિ ધરી જિનવર તણી, બહુ પ્રતિમા થાપી ॥ તિણે અહિયલેમાં તેહની, કીરતિ અતિ વ્યાપી ॥ સુરપતિ નરપતિ ના થયા એ, ઇહાં બહુ ઉદ્ધાર ॥ તે શત્રુંજય સેવિયે, દાન સકલ સુખકાર ॥ ૧ ॥

## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

એહ ગિરિ ઉપર આદિ દેવ, પ્રભુ પ્રતિમા વંદો ॥ રાયણ હેઠે પાદુકા, પુજી આણંદો ॥ એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ ॥ ચૈત્રી પુનમને દિવશે, તેહ અધિકો જાણ ॥ એહ તીરથ સેવો સદા એ, આણી ભક્તિ ઉદાર ॥ શ્રી શત્રુંજય સુખદાયકો, દાનવિજય જયકાર ॥ ૨ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

ચૈત્રીપુનમને દિવસ, શત્રુંજય ભેટે ॥ ભક્તિ કરે ભવ્ય લોક, તે ભવ દુઃખ મેટે ॥ આદીશ્વર જિનની અમૂલ, પુજા વિરચાવે ॥ ઇતિ ભીતિ સઘલી ટલે, સુખ સંપદ પાવે, ॥ પરમાતમ પરકાશથી એ, પ્રગટે પરમાનંદ ॥ શ્રી વિજયરાજ સૂરીશ્વરૂ, દાન અધિક આણંદ ॥ ૩ ॥



## ॥ अथ थोय जोडा २ ॥

પરમ સુખ વિલાસી, શુદ્ધ ચિદ્રુપ ભાસી ॥ સહજ રૂચિ વિકાસી, મોક્ષ આવાસ વાસી ॥ મહંમહન

નિવાસી, વિશ્વથી જે ઉદાસી ॥ ઋષભ જિન અનાસી, વંદીયે તે નિરાર્સા ॥ ૧ ॥ જિનવર હિતકારા, પ્રાપ્ત સંસાર પાર ॥ કૃત કપટ વિદારા, પૂર્ણ પુણ્ય પ્રચારા ॥ કલિમલ મલ હારા, મર્દિતા નંગ ચારા ॥ દુઃખ વિપિન કુઠારા, પૂજીયે પ્રેમ ધારા ॥ ૨ ॥ પ્રબલ નયન પ્રકાશા, શુદ્ધ નિક્ષેપ વાસા ॥ વિવિધ નય વિલાસા, પૂર્ણ નાણાવભાસા ॥ પરિહરિ તક દાસા, દત્ત દુર્વાદિ વાસા ॥ ભવિજન સુણિ ખાસા, જૈનવાણી જયાસા ॥ ૩ ॥ સકલ સુર વિશિષ્ટા, પાલિતાનેક શિષ્ટા ॥ ગરિમ ગુણ ગરિષ્ટા, નાસિતા શેષ રિષ્ટા ॥ જનમ મરણ નિષ્ટા, દાન લીલા પરિષ્ટા, હરતુ સકલ દુષ્ટા, દેવિ ચક્રા વરિષ્ટા ॥ ૪ ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

વિમલાચલ તીરથ સુંદરૂ, એકશત અડ નામ સુહંકરૂ ॥ ઇતિ ઉપદ્રવ સંહરૂ, જસ નામે લહીયે સુખવરૂ ॥ તસુ સિહરે શ્રી રિસહેસરૂ, મૂરતિ છે મહિમા સાયરૂ ॥ જપતાં જસ નામ ગુણાયરૂ, પામી જે શિવસંપદ તરૂ ॥ ૧ ॥ આ ચઉવીશી જિનવરા,

એક નેમિ વિના ત્રેવીશવરા ॥ વિમલાચલ આવ્યા સાદરા, જસ સેવે સુર નર કિન્નરા ॥ વલી કોડાકોડી મુનીશ્વરા, અણુસણુ કરી નિર્વૃત્તિ ધરા ॥ એ તીરથ ફરસો ભવિ નરા, ચૈત્રી પૂનમ દિન ગતડરા ॥ ૨ ॥ ઉપદેશી વાણી જિનેશ્વરે, તે શ્રૂતિ પથ આણી ગણુધરે ॥ તે અંગાદિક રચના કરે, જિહાં જીવાદિક ભાંખ્યા વિવરે ॥ તે નિસુણિ ભવિ ઉચ્છાહ ધરે, પુંડરિકાદિક તપ આદરે ॥ તે આગમ દુરમતિ હરે, શિવનારી મેલો દઢ કરે ॥૩॥ વજ્રસેન સૂરીશ્વરની વાણી, સાંભલીને મન મમતા નાણી ॥ પચ્ચખાણ કરયું તિણે શુભ જાણી, તેહથી થયો વ્યંતર સુર પાણી ॥ તેહ યક્ષ કપર્દિ બહુમાણી, મુજ દુખ દોહગ નાંખો તાણી ॥ શ્રી વિજયરાજ ગુરૂ ગુણ ખાણી, એમ દાન કહે સુણો ભવિ પ્રાણી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

### ॥ राग गोडी ॥

॥ મન લાગ્યો ॥ એ દેશી ॥

[illegible] મોટો એ ગિરિ રાય

રે ॥ એ તીરથ વારૂ ॥ અતિશય ગુણ એ ગિરિ ત-
ણા, એક મુખે ન કહેવાય રે ॥ એ તીરથ વારૂ ॥૧॥
જોયણ દશ જશ ચૂલિકા, પંચાસ જોયણ વિસ્તાર રે
॥ એ૦ ॥ આઠ જોયણ ઉન્નતપણે, એહ માન ઋષભને,
વારે રે ॥ એ૦ ॥૨॥ ઇણ ઠામે આદિ સરૂ, સાથે બહુ
પરિવાર રે ॥ એ૦ ॥ રાયણ રૂખ સમોસર્યા, પૂર્વ
નવાણું વાર રે ॥ એ૦ ॥૩॥ થાવચ્ચા સુત મુનિવરૂ,
તિમ શુકરાજ મુનીશ રે ॥એ૦॥ પંથગ શેલગ ઇણ
ગિરિ, આપ થયા જગદીશ રે ॥એ૦ ॥૪॥ શાંબ પ્ર-
દ્યુમ્ન આદિ જિહાં, અસંખ્યાત મુનિરાય રે ॥એ૦॥
શાશ્વત સુખ પામ્યા સહી, વંદુ તેહના પાય રે ॥એ૦
॥૫॥ સીમંધર સ્વામી ઉપદિશ, પરષદ બાર મઝાર
રે ॥એ૦॥ ઇંદ્રિ પ્રતે કહે ભરતમાં, એક શત્રુંજય સા-
ર રે ॥એ૦॥૬॥ ઇમ નિસુણી એ ગિરિ નમી, આ-
વ્યા કાલિકસૂરિ પાસ રે ॥એ૦॥ પૂછી વિચાર નિગો-
દના, વાત કહી તવ ખાસ રે ॥એ૦ ॥૭॥ પ્રતિમા ચૈ-
ત્ય થયાં ઇહાં, તિમ અસંખ્ય ઉદ્ધાર રે ॥એ૦॥ ચૈ-
ત્રીપૂનમ દિન એહનો, મહિમા ભાખ્યો અપાર રે ॥
એ૦॥૮॥ ચૈત્રી ઉત્સવ જે કરે, તે લહે ભવ દુખ ભંગ

रे ॥એ०॥ શ્રી વિજય રાજસૂરિસરૂ, દાન અધિક ઉ-
ચ્છરંગ રે ॥એ०॥૯॥ ઇતિ સ્તવનં પછી નમુત્થુણં०
જયવીરાય સંપૂર્ણ કહી દેવ વંદન ભાષ્ય કહીયે અને
વિધિ પૂર્વે લખ્યો છે, તેથી પાંચ ગુણો કરીયે ॥ ઇતિ
પંચમ દેવવંદન જોડો સંપૂર્ણ ॥

॥ ઇતિ મુનિ શ્રી દાનવિજયજી કૃત ચૈત્રીપૂનમ-
ના દેવવંદન સમાપ્ત ॥



## ॥ अथ श्री ज्ञानविमलसूरि कृत चैत्रीपूनमना देववंदन प्रारंभः ॥

॥ તિહાં પ્રથમ વિધિ લખીયે છીએ ॥

પ્રથમ પ્રતિમા ચાર માંડીયે તથા ચોમુખ હોય
તો ચોમુખ માંડીયે, તિહાં પ્રથમ ટીકી દશ કરવી, ફૂ-
લના હાર દશ, અગરબતી દશવાર ઊખેવવી, દશ
દીવેટનો દીવો કરવો ॥ દશ વાર ઘંટ વગાડવો, દશ
વાર ચામર વિંજવા, દશ સાથીયા ચોખાના કરવા,
જેટલી જાતિનાં ફલ મલે તે સર્વ જાતિનાં પ્રત્યેકે દશ
દસ મૂકવાં, સોપારી પ્રમુખ સર્વ દશ દશ મૂકવા; ને-

વેધ મધ્યે સાકરીયા ચણા તથા એલચીપાક, દ્રાખ, ખારેક, શિંગોડાં, નિંબજાં. પીસ્તાં, બદામાદિ મેવા જે જાતિના મલે, તે સર્વ જાતિના પ્રત્યેકે દશ દશ વાનાં ઢોવવાં અખીયાણું ગોધૂમ શેર ત્રણ, લીલાં નાલિયર ચાર મૂકવાં; ઇત્યાદિક વિધિ મેલવીને દેવ વાંદવા પછી શ્રી સિદ્ધાચલજીનાં એકવીશ નામ લઇએ તે નામ લખીયે છીયે,

| | | |
|---|---|---|
| ૧ શ્રી શત્રુંજય | ૧૦ શ્રીમહાતીર્થ | ૧૭ શ્રીસુભદ્ર |
| ૨ શ્રી પુંડરિક | ૧૧ શ્રી શાશ્વત પર્વત | ૧૮ શ્રીકૈલાશ |
| ૩ શ્રીસિદ્ધક્ષેત્ર | ૧૨શ્રી દૃઢશક્તિ | ૧૯ શ્રી પાતાલ મૂલ |
| ૪ શ્રીવિમલાચલ | ૧૩શ્રીમુક્તિ નિલય | ૨૦ શ્રીઅકર્મક |
| ૫ શ્રી સુરગિરિ | ૧૪શ્રીપુષ્પદંત | ૨૧શ્રીસર્વકામદ |
| ૬ શ્રીમહાગિરિ | ૧૫શ્રીમહાપદ્મ | |
| ૭ શ્રીપુણ્યરાશિ | ૧૬શ્રીપૃથ્વી પીઠ | |
| ૮ શ્રીપદ. | | |
| ૯ શ્રી પર્વતેંદ્ર | | |

એ પ્રમાણે એકવીશ નામ લઇએ



## ॥ अथ प्रथम त्रण चैत्यवंदन लिख्यते ॥

આદિશ્વર અરિહંત દેવ, અવિનાશી અમલ ॥ અક્ષય સરૂપીને અનુપ, અતિશય ગુણ વિમલ ॥ મંગલ કમલા કેલી વાસ, વાસવ નિત્ય પૂજિત ॥ તુઝ સેવા સહકાર વર, કરતાં કલ કુંજિત ॥ યોજિત યુગ આદિ જિણે એ, સકલ કલા વિજ્ઞાન ॥ શ્રીજ્ઞાનવિમલ સૂરિ ગુણતણો, અનુપમ નિધિ ભગવાન ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

વંશ ઇખાગ સોહાવતો, સોવન વન કાય ॥ નાંભિરાય કુલ મંડણો, મરૂદેવી માય ॥ ભરતાદિક શત પુત્રનો, જે જનક સોહાય ॥ નારી સુનંદા સુમંગલા તસ કંત કહાય ॥ બ્રાહ્મી સુંદરી જેહની એ, તનયા બહુ ગુણ ખાણ ॥ જ્ઞાનવિમલ ગુણ તેહના સંભારો સુવિહાણ ॥ ૨ ॥ ઇતિ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

પ્રથમ નાથ પ્રગટ પ્રતાપ, જેહનો જગે રાજે ॥

પાપ તાપ સંતાપ વ્યાપ, જસ નામ ભાજે ॥ પરમ તત્ત્વ પરમાત્મ રૂપ, પરમાનંદ દાઇ ॥ પરમ જ્યોતિ જસ જલેહલે, પરમ પ્રભુતા પાઇ ॥ ચિદાનંદ સુખ સંપદાએ, વિલસે અક્ષય સનૂર ॥ ઋષભદેવ ચરણે નમે, શ્રી જ્ઞાનવિમલ ગુણસૂર ॥૩॥ ઇતિ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

શ્રી શત્રુંજય મંડણ, રિસહ જિણેસર દેવ ॥ સુર નર વિદ્યાધર, સારે જેહની સેવ ॥ સિદ્ધાચલ શિખરે, સોહાકર શૃંગાર ॥ શ્રી નાભિ નરેસર, મરૂદેવીનો મલ્હાર ॥ ૧ ॥ એ તીરથ જાણી, જિન ત્રેવીશ ઉદાર ॥ એક નેમ વિના સવિ, સમવસર્યા સુખકાર ॥ ગિરિ કંદણે આવી, પહોતા ગઢ ગિરનાર ॥ ચૈત્રી પૂનમ દિને, તે વંદૂ જયકાર ॥૨॥ જ્ઞાતાધર્મકથાંગે, અંતગડ સૂત્ર મઝાર ॥ સિદ્ધાચલ સીદ્ધા, બોલ્યા બહુ અણગાર ॥ તે માટે એ ગિરિ, સવિ તીરથ શિરદાર ॥ જિણ ભેટે થાવે, સુખ સંપત્તિ વિસ્તાર ॥ ૩ ॥ ગોમુખ ચક્કેસરી, શાસનની રખવાલી ॥ એ તીરથ કેરી, સાન્નિધ્ય કરે સંભાલી ॥ ગિરૂઓ જસ મહિમા, સં-

प्रति काले जास ॥ श्री ज्ञानविमलसूरि, नामे लील विलास ॥ ४ ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

त्रेशठ लख पूरव राज करी, लीये संयम प्रति आणंद धरी ॥ वरस सहसे केवल लच्छी वरी, एक लख पूर्वे शिवरमणी वरी ॥ १ ॥ चोवीशे पहिला ऋषभ थया, अनुक्रमे त्रेवीश जिणंद भया ॥ चैत्री-पूनम दिन तेह नमो, जिम दुर्गती दुःखडां दूर गमो ॥ २ ॥ एकवीश एकतालीश नाम कह्यां, आगमे गुरु वयणे तेह लह्यां ॥ अतिशय महिमा इंम जाणीए, ते निशि दिन मनमां आणीए ॥३॥ शत्रुंजय गिरिनां सवि विघन हरे, चक्केसरी देवी भक्ति करे ॥ कहे ज्ञानविमल सूरिसरु, जिनशासन होजो जयकरु ॥ ४ ॥ इति ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ लछलदे मात मल्हार, ए देशी ॥

सिद्धाचल गुणगेह, भवि प्रणमो धरी नेह, आ-

જ હો સોહે રે મન મોહે તીરથ રાજીયો જી ॥ ૧ ॥ આદીશ્વર અરિહંત, મુગતિ વધૂનો કંત, આજ હો પૂરવ વાર નવાણુ આવી સમોસર્યા જી ॥૨॥ સકલ સુરાસુર રાજ, કિન્નર દેવ સમાજ, આજ હો સેવા રે સારે કરજોડી કરિ જી ॥૩॥ દરશનથી દુઃખ દૂર, સેવે સુખ ભરપૂર, આજ હો એણેરે કલિકાલે કલ્પતરૂ આછે જી ॥ ૪ ॥ પુંડરિક ગિરિ ધ્યાન, લહિએ બહુ યશમાન, આજ હો દીપે રે અધિકી તસ જ્ઞાન કલા ધણી જી ॥ ૫ ॥



## ॥ अथ विधि ॥

સંતિકરં કહીયે, પછી નવકાર દશ ગણવા, પછી શ્રી શત્રુંજયનાં એકવીશ નામ નમસ્કાર પૂર્વક લેવાં. જેમ શ્રી શત્રુંજયાયનમઃ શ્રી પુંડરિકાયનમઃ ઈત્યાદિ એકવીશ નામ લેઈ પછી ભંડાર ઢોઇએ, પછી ખમાસમણ દશ દેઇ પ્રદક્ષિણા દશ દેવી એટલે એક જોડાનો વિધિ થયો ॥

અથ દેવવંદનના બીજા જોડાનો વિધિ પણ પ્રથમની પ્રમાણેજ છે, વસ્તુ પણ તેજ સર્વ મેળવવી, પ-

રંતુ એટલો ફેર કે, દશ દશ વસ્તુને ઠેકાણે વીશ વીશ વસ્તુ મુકર્વા, અખીઆણું તેજ મુકવું, અને સંતિકરંને સ્થાનકે નમિઊણ કહેવું ॥



## ॥ अथ बीजा जोडानां त्रण चैत्यवंदन ॥

નાભિ નરેસર વંશ મલય, ગિરિચંદન સોહે ॥ જસ પરિમલશું વાસિયો, ત્રિભુવન મન મોહે ॥ અપછર રંભા ઉર્વશી, જેહના અવદાત ॥ ગાય અહનિશહર્ષશું, મરૂદેવી જાત ॥ નિરૂપાધિક જસ તેજશું એ, સમ મય સુખનો ગેહ ॥ જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, અખય અનંતી જેહ ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ बीजुं चैत्यवंदन ॥

જિમ ચૈત્રીપૂનમ તણો અધિકો વિધુ દીપે ॥ ગ્રહ ગણ તારાદિક તણાઃ પરમ તેજને જીપે ॥ તિમ લૌકિકના દેવ તે, તુમ આગે હીણા ॥ લોકોત્તર અતિશય ગુણે, રહે સુર નર લીણા ॥ નિવૃત્તિ નગરે જાયવાએ, એહિજ અવિચલ સાથ ॥ જ્ઞાન વિમલ સૂરિ એમ કહે, ભવ ભવ એ મુજ નાથ ॥ ૨ ॥

## ॥ अथ त्रीजुं चैत्यवंदन ॥

અજર અમર અકલંક અરૂજ, નિરૂજ અવિના-
શી ॥ સિદ્ધ સરૂપી શંકરો, સંસાર ઉદાસી ॥ સુખ
સંસારે ભોગવી, નહી ભોગ વિલાસી ॥ જીતી કર્મ
કષાયને, જે થયો જિતકાશી ॥ દાસી આશી અવગ-
ણી એ, સમીચીને સર્વાંગ ॥ નય કહે તસ ધ્યાને રહો,
જિમ હોય નિર્મલ અંગ ॥ ૩ ॥



## ॥ अथ थोयो जोडा बे ॥

શ્રી શત્રુંજય મંડણ રિસહ જિણંદ, પાપ તણો
ઉન્મૂલે કંદ ॥ મરૂદેવી માતાનો નંદ, તે વંદૂ મન ધ-
રી આણંદ ॥૧॥ ત્રણ ચોવીશી બહુત્તેર જિના, ભાવ
ધરી વંદૂ એક મના ॥ અતીત અનાગત ને વર્તમાન,
તિમ અનંત જિનવર ધરો ધ્યાન ॥૨॥ જેહમાં પંચ
કહ્યા વ્યવહાર, નય પ્રમાણ તણા વિસ્તાર ॥ તેહના
સુણવા અર્થ વિચાર, જિમ હોય પ્રાણી અલ્પ સં-
સાર ॥૩॥ શ્રી જિનવરની આણા કરે, જગ જસવાદ
ઘણો વિસ્તરે ॥ શ્રી જ્ઞાનવિમલસૂરિ સાન્નિધ્ય કરે,
સાસનદેવી સંકટ હરે ॥

## ॥ अथ द्वितीय थोय जोमो ॥

પ્રણમો ભવિયો રિસહ જિણેસર, શત્રુંજય કેરો રાય જી ॥ વૃષભ લંછન જસ ચરણ સોહે, સોવન વરણી કાય જી ॥ ભરતાદિક શત પુત્ર તણો જે, જનક અયોધ્યા રાય જી ॥ ચૈત્રી પૂનમને દિન જેહના, મ્હોટા મહોત્સવ થાય જી ॥૧॥ અષ્ટાપદ ગિરિ શિવપદ પામ્યા, શ્રી રિસહેસર સ્વામી જી ॥ ચંપાયે વસુપુજ્ય નરેસર, નંદન શિવ ગતિ ગામી જી ॥ વીર અપાપાપુર ગિરનારે, સિદ્ધા નેમ જિણંદા જી ॥ વીશ સમેતગિરિ શિખરે પહોતા, એમ ચોવીશે વંદા જી ॥ ૨ ॥ આગમના ગમતા પરે જાણો; સવિ વિષનો કરે નાશ જી ॥ પાપ તાપ વિષ દૂરે કરવા, નિશિ દિન જેહ ઉપાસે જી ॥ મમતા કંચૂકી કીજે અલગી, નિર્વિષતા આદરીયે જી ॥ ઇણી પરે સહજથકી ભવ તરીયે, જિન શિવસુંદરી વરીએ જી ॥ ૩ ॥ કવડ જક્ષ પ્રત્યક્ષ થઇને, જેહના પરતા પૂરે જી ॥ દોહગ દુર્ગતિ દુર્જનનો ડર, સંકટ સઘલાં ચૂરે જી॥ દિન દિન દોલત દીપે અધિકી, જ્ઞાનવિમલ ગુણ નૂર જી ॥ જીત તણાં નિશાન વજાવો, બોધિ બીજ ભરપૂર જી ॥૪॥ઇતિ॥

## ॥ अथ स्तवन लिख्यते ॥

### નાયકાની દેશી ॥

એક દિન પુંડરિક ગણધરૂરે લાલ, પૂછયા શ્રી આદિ જિણંદ ॥ સુખકારી રે ॥ કહીયે ભવ જલ ઉતરી રે લાલ, પામીશ પરમાનંદ ॥ ભવ વારી રે ॥ એ૦ ॥૧॥ કહે જિન ઇણ ગિરિ પામશો રે લાલ, જ્ઞાન અને નિર્વાણ ॥ જયકારી રે ॥ તીરથ મહિમા વાધશે રે લાલ, અધિક અધિક મંડાણ ॥ નિર્ધારી રે ॥એ॥ ૨ ॥ એમ નિસુણી તિહાં આવીયા રે લાલ, ઘાતિકર્મ કર્યાં દૂર ॥ તમ વારી રે ॥ પંચ કોડી મુનિયે પરિવર્યા રે લાલ, હુવા સિદ્ધિ હજુર ॥ ભવ વારી રે ॥એ૦ ॥૩॥ ચૈત્રી પૂનમ દિન કીજીયે રે લાલ, પૂજા વિવિધ પ્રકાર ॥ દિલ ધારી રે ॥ ફલ પ્રદક્ષિણા કાઉસગ્ગા રે લાલ, લોગસ્સ થુઈ નમુક્કાર ॥ નર નારી રે ॥ એ૦॥ ૪ ॥દશ વીશ ત્રીશ ચાલીશ ભલારે લાલ, પચાસ પુષ્ફમાલ ॥ અતિ સારી રે ॥ નર ભવ લાહો લીજીયેરે લાલ, જિમ હોય જ્ઞાન વિશાલ ॥ મનોહારી રે ॥એ૦ ॥ ૫॥ ઇતિ સ્તવન ॥ પછી નમિઊણ કહેવું ॥ ઇતિ દ્વિતીય જોડા સંપૂર્ણ ॥

## ॥ अथ देववंदनने त्रीजो जोमो प्रारंजः ॥

॥ એ ત્રીજા જોડામાં ત્રીશ ત્રીશ વાનાં ઢોવવાં ॥

## ॥ अथ चैत्यवंदन त्रय लिख्यते ॥

આદિશ્વર જિનરાયનો, પહેલો જે ગણધાર ॥ પું-ડરિક નામે થયો, જે ભવિ જન સુખકાર ॥ ચૈત્રી પૂ-મને દિને, કેવલસિરિ પામી ॥ ઇણે ગિરિ તેહથી પું-ડરિક, ગિરિ અભિધા પામી ॥ પંચ કોડિ મુનિશું લહ્યા એ, કરી અનશન શિવ ઠામ ॥ જ્ઞાન વિમલસૂરિ તેહના પય પ્રણમે અભિરામ ॥ ૧ ॥



## ॥ अथ बीजुं चैत्यवंदन ॥

જાઈ જુઇ માલતી, દમણો ને મરૂવો ॥ ચંપક કે તકી કુંદ જાતિ, જસ પરિમલ ગિરૂવો ॥ બાલસિરિ જાસુલ વેલી, વાલો મંદાર ॥ સુરભિનાગ પુન્નાગ અ-શોક, વલી વિવિધ પ્રકાર ॥ ગ્રંથિમ વેઢિમ ચઉવિધ એ, ચારૂ રચો વર માલ ॥ નય કહે શ્રી જિન પૂજતાં, ચૈત્રી દિન મંગલમાલા ॥ ૨ ॥



## ॥ अथ त्रीजुं चैत्यवंदन ॥

ચૈત્રી પૂનમને દિને, જે ઇણે ગિરિ આવે ॥ આઠ સત્તર બહુ ભેદશું, જે ભક્તિ રચાવે ॥ આદીશ્વર અરિહંતની, તસ સવલાં કર્મ ॥ દૂર ટલે સંપદ મલે, ભાંજે ભવ ભર્મ ॥ ઇહ ભવ પરભવ ભવે ભવે એ, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ ॥ જ્ઞાનવિમલ ગુણ મણિ તણો, ત્રિભુવન તિલક સમાન ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय जोडा बे प्रारंभः ॥

ચૈત્રી પૂનમ દિન, શત્રુંજય ગિરિ અહિઠાણ ॥ પુંડરિક વર ગણધર, તિહાં પામ્યા નિર્વાણ ॥ આદીશ્વર કેરા, શિષ્ય પ્રથમ જયકાર ॥ કેવલ કમલા વર નાભિ નરિંદ મલ્હાર ॥ ૧ ॥ ચાર જંબૂદ્વીપે, વિચરંતા જિનદેવ ॥ અડ ધાતકીખંડે, સુર નર સારે સેવ ॥ અડ પુષ્કર અર્ધે, ઇણિપરે વીશ જિનેશ ॥ સંપ્રતિ એ સોહે, પંચ વિદેહ નિવેશ ॥૨॥ પ્રવચન પ્રવહણ સમ, ભવજલ નિધિને તારે ॥ કોહાદિક મહોટા, મત્સ્ય તણા ભય વારે ॥ જિહાં જીવદયા રસ, સરસ સુ

ધારસ દાખ્યો ॥ ભવિ ભાવ ધરીને, ચિત્ત કરીને ચાખ્યો ॥ ૩ ॥ જિનશાસન સન્નિધ્ય, કારી વિઘન વિદારે ॥ સમકિત દૃષ્ટિ સૂર, મહિમા જાસ વધારે ॥ શત્રુંજય ગિરિ સેવો, જેમ પામો ભવ પાર ॥ કવિ ધીર વિમલનો, શિષ્ય કહે સુખકાર ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

વંદૂ સદા શત્રુંજ તીર્થરાજે, ચૂડામણિ આદિ જિણંદ ગાજે ॥ દુક્કુ કમ્મકુ વિરોધ ભાંજે, માનું શિવારોહણ એહ પાજે ॥૧॥ દેવાધિદેવા કૃત દેવ સેવા, સંભારિયે જ્યૂં ગજ ચિત્ત રેવા ॥ સવ્વેવિ તે શુત્તિ શુયા મહીયા, અણાગયા સંપઇ જે અઇયા ॥૨॥ જે મોહના યોધ વડા કહાયા, ચત્તારિ દુકા કસિણા કસાયા ॥ તે જીતીયે આગમ ચખ્ખુ પામી, સંસાર પારુત્તરણાય ધામી ॥૩॥ ચક્કેસરી ગોમુહ દેવ જુત્તા, રખ્ખા કરી સેવય ભાવ પત્તા॥ હિયો સયી નિમ્મલનાણુ લચ્છી, હોવે પસન્ના સિવસિદ્ધિ લચ્છી ॥૪॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

॥ શેત્રુંજે જઇયે લલના ॥ એ દેશી ॥

સિદ્ધિગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધિગિરિ ધ્યાવો ॥ ઘરે બેઠાં પણ બહુ ફલ પાવો, ભવિકા, બહુ ફલ પાવો ॥૧॥ નંદીશ્વર યાત્રે જે ફલ હોવે ॥ તેથી બમણું ફલ તે કુંડલગિરિ હોવે ॥ ભ૦ ॥ કુ૦ ॥૨॥ ત્રિગણું રૂચક ગિરિ ચઉ ગજદંતા ॥ તેથી બમણું ફલ જંબૂ મહંતા ॥ ભ૦ ॥ જં૦ ॥૩॥ ષટ્ગણું ધાતકી ચૈત્ય જુહારે, છત્રીશ ગણું ફલ પુષ્કર વિહારે ॥ભ૦॥ પુ૦॥ ૪ ॥ તેહથી તેરસ ગણું મેરૂ ચૈત્ય જુહારે, સહસગણું ફલ સમેતશિખરે ॥ ભ૦ ॥સ૦॥ ૫ ॥ લાખ ગણું ફલ અંજન ગિરિ જુહારે, દશ લખ ગણું ફલ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ અ૦ ॥ ૬ ॥ કોડી ગણું ફલ શ્રી શત્રુંજે ભેટે, જેમરે અનાદિનાં દુરિત ઉમેટે ॥ભ૦ ॥દુ૦॥ ૭ ॥ ભાવ અનંતે અનંત ફલ પાવે, જ્ઞાનવિમલસૂરિ એમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ એ૦ ॥ ૮ ॥ ઇતિ સ્તવન સંપૂર્ણ ॥ અહીં જયતિહુઅણ કહેવું. પછી ત્રીશ નવકાર ગણવા. પછી શ્રી શત્રુંજયાયનમઃ ॥ એવં એક વીશ નામ સિદ્ધગિરિનાં નમસ્કાર પૂર્વક ગણવાં, પ-

છી ભંડાર ઢોવવો એટલે રૂપા નાણું મુકવું, પછી ત્રીશ ખમાસમણ દેવાં, પછી ત્રીશ પ્રદક્ષિણા દેવી, એટલે આ જોડાનો વિધિ સંપૂર્ણ થયો.

---

## अथ देववंदननो चोथो जोडो ॥

અહીંયાં પૂર્વોક્ત વસ્તુ સર્વ ચાલીશ ચાલીશ ઢોવવી, તેમજ અખીયાણું પણ મૂકવું અને બીજો પણ સર્વ વિધિ કરવો.



## अथ त्रण चैत्यवंदन लिख्यते ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, પુંડરિક ગિરિ સાચો ॥ વિમલાચલને તીર્થરાજ, જસ મહિમા જાચો ॥ મુક્તિ નિલય શતકૂટ નામ, પુષ્પદંત ભણીજે ॥ મહાપદ્મને સહસ્રપત્ર, ગિરિરાજ કહીજે ॥ ઇત્યાદિક બહુ ભાંતિ શું એ, નામ જપો નિરધાર ॥ શ્રીરવિમલ કવિરાજનો, શિષ્ય કહે સુખકાર ॥ ૧ ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

રજત કનક મણિ જડિતનાં, ભુષણ વિરચાવો॥ તિલક મુકુટ મંડલ યુગલ, બેહેરખા બનાવો॥ રૂચિર જ્યોતિ મોતિ તણા, કંઠે ઠવો હાર ॥ કંદોરો શ્રીફલ કરે, આપીજે સાર ॥ એણિ પરે બહુવિધ ભૂષણે, શોભાવો જિન દેહ ॥ જ્ઞાનવિમલ કહે તેહને, શિવવધુ વરે ધરી નેહ ॥ ૨ ॥



## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

પ્રેમે પ્રણમો પ્રથમ દેવ, શત્રુંજય ગિરિ મંડન ॥ ભવિયણ મન આનંદ કરણ, દુઃખ દોહગ ખંડણ ॥ સુર નર કિન્નર નમે તુજ, ભગતિશું પાયા ॥ પાવ પંક ફેડે સમત્થ, પ્રભુ ત્રિભુવન રાયા, જ્ઞાનવિમલ પ્રભુ તુમ તણે, ચરણે શરણે રાખો ॥ કર જોડીને વીનવે, મુક્તિ માર્ગ મુજ દાખો ॥ ૩ ॥



## ॥ अथ थोय जोडा बे लिख्यते ॥

ઋષભદેવ નમું ગુણ નિર્મલા, દૂધ માંહે જિમ ભેલી સીતાપલા ॥ વિમલ શૈલ તણા શણગાર છે,

ભવ ભવ મુજ ચિત્તે તે રૂચે ॥ ૧ ॥ જેહ અનંત થયા જિન કેવલી, જેહ હશે વિચરંતા તે વલી ॥ જેહ અસાસય સાસય ત્રિહું જગે, જિનપડિમા પ્રણમું નિત ઝગમગે ॥ ૨ ॥ સરસ આગમ અક્ષર મહોદધી, ત્રિપદી ગંગ તરંગ કરી વધી ॥ ભવિક દેહ સદા પાવનં કરે, દુરિત તાપ રજોમલ અપહરે ॥ ૩ ॥ જિનશાસનં ભાસન કારિકા, સુરસુરી જિન આણા ધારિકા ॥ જ્ઞાનવિમલ પ્રભુતા દિયે દંપતી, દુરિત દુષ્ટ તણા ભય જીપતી ॥ ૪ ॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

॥ શ્લોક ॥ માલિની વૃત્તં ॥

સવિ મલિ કરી આવો, ભાવના ભવ્ય ભાવો ॥ વિમલગિરિ વધાવો, મોતીયાં થાલ લાવો ॥ જો હોય શિવ જાવો, ચિત્ત તો વાત ભાવો ॥ ન હોય દુશમન દાવો, આદિ પૂજા રચાવો ॥ ૧ ॥ શુભ કેશર ઘોલી, માંહે કર્પૂર ચોલી ॥ પહેરી સિત પટોલી, વાસીયે ગંધ ધૂલી ॥ ભરી પુષ્કર નોલી, ટાલિયે દુઃખ હોલી ॥ સવિ જિનવર ટોલી, પૂજિયે ભાવ ભોલી ॥ ૨ ॥

શુભ અંગ અગ્યાર, તેમ ઉપાંગ બાર ॥ વલી મૂલ-સૂત્ર ચાર, નંદી અનુયોગદ્વાર ॥ દશ પયન ઉદાર, છેદ ષટ વૃત્તિ સાર ॥ પ્રવચન વિસ્તાર, ભાષ્ય નિર્યુક્તિ સાર ॥૩॥ જય જય જયનંદા, જૈનદૃષ્ટિ સુરિંદા કરે પરમાનંદા, ટાલતા દુઃખ દંદા ॥ જ્ઞાનવિમલ સૂરિંદા, સામ્ય માકંદ કંદા ॥ વર વિમલ ગિરિંદા, ધ્યાનથી નિત્ય ભદ્દા ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ આજ સખી સંખેસરો ॥ એ દેશી ॥

એ ગિરૂઓ ગિરિ રાજીઓ, પ્રણમીજે ભાવે ॥ ભવ ભવ સંચિત આકરાં, પાતકડાં જાવે ॥ ૧ ॥ વજ્રલેપ સમ જે હોવે, તે પણ તમ દૂર ॥ એહનું દર્શન કીજીએ, ધરી ભક્તિ પડૂરે ॥૨॥ ચંદ્રશેખર રાજા થયો, નિજ ભગિની લુબ્ધો ॥ તે પણ એ ગિરિ સેવતાં, ક્ષણ માંહે સિદ્ધો ॥ ૩ ॥ શુકરાજા જય પામીયો, એહને સુપસાયે ॥ ગોહત્યાદિક પાપ જે, તે દૂર પલાયે ॥૪॥ અગમ અપેય અભક્ષ્ય જે, કીધાં જેણે પ્રાણી ॥ તે નિર્મલ ઇણ ગિરિયે થયા, એ જિનવર વાણી ॥૫॥

વાઘ સર્પ પ્રમુખા પશુ, તે પણ શિવ પામ્યા ॥ એ તીરથ સેવ્યા થકી, સવિ પાતક વામ્યા ॥૬॥ ચૈત્રી પૂનમ વંદતાં, ટલે દુઃખ કલેશ ॥ જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, હોય સુજસ વિશેષ ॥ ૭ ॥ ઇતિ સ્તવનં ॥ અહીં ભક્તામર અથવા કલ્યાણમંદિર કહેવું, પછી ચાલીશ નવકાર ગણવા, શ્રી સિદ્ધાચલજીનાં એકવીશ નામ નમસ્કારપૂર્વક ગણવાં, પછી ભંડારે દ્રવ્ય મૂકવો, ચાલીશ ખમાસમણ દેવાં, ચાલીશ પ્રદક્ષિણા દેવી ॥ ઇતિ દેવવંદનનો ચોથો જોડો સમાપ્ત



## ॥ अथ देववंदननो पांचमो जोमो ॥

અહીયાં પૂર્વોક્ત સર્વ વસ્તુ પ્રત્યેક પચ્ચાસ પચ્ચાસ ઢોવવી તેમજ અખીયાણું અને શ્રીફલ પણ ઢોવવાં. બીજો પણ પૂર્વલી પરે સર્વ વિધિ કરવો ॥

## ॥ अथ त्रण चैत्यवंदन प्रारंभ ॥

શેત્રુંજ શિખરે ચઢિય સ્વામી, કહીયે હું અર્ચિશું ॥ રાયણ તરૂયર તલે પાય, આણંદે ચરચિશું ॥ ન્હવણ વિલેપન પૂજના, કરી આરતી ઉત્તારીશ ॥ મંગલ દીપક જ્યોતિ શ્રુતિ, કરી દુરિત નિવારીશ ॥

ધન્ય ધન્ય તે દિન માહરો એ, ગણીશ સફલ અવતાર ॥ નય કહે આદીશ્વર નમો, જિમ પામો જયકાર ॥૧॥ ઇતિ ॥



## ॥ अथ द्वितीय चैत्यवंदन ॥

તુજ મૂર્ત્તિને નિરખવા, મુજ નયણાં તરસે ॥ તુમ ગુણ ગણને બોલવા, રસના મુજ હરખે ॥ કાયા અતિ આણંદ મુજ, તુમ યુગપદ ફરસે ॥ તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરશે ॥ એમ જાણીને સાહેબા એ, નેક નજરે મોહિ જોય ॥ જ્ઞાન વિમલ પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય ॥ ૨ ॥

## ॥ अथ तृतीय चैत्यवंदन ॥

માદલ તાલ કંસાલ સાર, ભુંગલને ભેરી ॥ ઢોલ દદામા દડવડી, સરણાઇ નફેરી ॥ શ્રી મંડલ વીણા રબાપ, સારંગી સારી ॥ તંબુરા ફઠ તાલ શંખ, જફરી ઝણકારી ॥ વાજિંત્ર નવ નવ છંદ શું એ, ગાઉ ગુણી જન ગીત ॥ જ્ઞાનવિમલ પ્રભુતા લહો, જિમ હોયે જગે જસ રીત ॥ ૩ ॥



## ॥ अथ थोय जोडा बे लिख्यते ॥

જિહાં ઓગણચોતેર કોડાકોડી, તેમ પંચાશી લાખ વલી જોડી, ચુમ્માલીશ સહસ્સ કોડી ॥ સમવસરણ જિહાં એતી વાર, પૂર્વ નવાણું એમ પ્રકાર, નાભિ નરિંદ મલ્હાર ॥૧॥ સહસ કૂટ અષ્ટાપદ સાર, જિન ચોવિશ તણા ગણધાર, પગલાના વિસ્તાર ॥ વલી જિનબિંબ તણો નહિં પાર, દેહરી થંભે બહુ આકાર, વંદૂં વિમલગિરિ સાર ॥૨॥ એંશી સિત્તેર સાઠ પંચાસ, બાર જોયણ માને જસ વિસ્તાર, ઇગ દુતી ચઉ પણ આર ॥ માન કહ્યું એહનું નિરધાર ॥ મહિમા એહનો અગમ અપાર, આગમ માંહે ઉદ્દાર ॥ ચૈત્રી પૂનમ દિન શુભ ભાવે, સમકિતદૃષ્ટિ સુર નર આવે, પૂજા વિવિધ રચાવે ॥ જ્ઞાનવિમલ સૂરિ ભાવના ભાવે, દુરગતિ દોહગ દૂર ગમાવે, બોધબીજ જસ પાવે ॥૪॥



## ॥ अथ द्वितीय थोय जोडो ॥

શેત્રુંજ સાહેબ પ્રથમ જિણંદ, નાભિ ભૂપ કુલ કમલ દિણંદ, મરૂદેવીનો નંદ ॥ જસ મુખ સોહે પૂ-

નમ ચંદ, સેવા સારે ઇંદ નરિંદ, ઉન્મૂલે દુઃખ દંદ॥ વાંછિત પૂરણ સુરતરૂ કંદ, લંછન જેહને સુરભિ નંદ, ફેડે ભવ ભય ફંદ ॥ પ્રણમે જ્ઞાન વિમલ સૂરિંદ, જેહના અહ નિશ પદ અરવિંદ, નામ પરમાનંદ ॥૧॥ શ્રી સીમંધર જિનવર રાજે, મહાવિદેહે બારસમાજે ભાંખે ઇમ ભવિ કાજે॥ સિદ્ધક્ષેત્ર નામે ગિરિરાજે, એહજ ભરત માંહે એ છાજે, ભવજલ તરણ ઝહાજે ॥ અનંત તીર્થંકર વાણી ગાજે, ભવિ મન કેરો સંશય ભાંજે, સેવકજનને નિવાજે॥ વાજે તાલ કંસાલ પવાજે, ચૈત્રી મહોત્સવ અધિક દીવાજે, સુર નર સજી બહુ સાજે ॥૨॥ રાગ દ્વેષ વિષ ખીલણ મંત, ભાંજી ભવ ભય ભાવઠ ભ્રાંત, ટાલે દુઃખ દુરંત॥ સુખ સંપત્તિ હોયે જે સમરંત, ધ્યાયે અહનિશ સઘલા સંત, ગાયે ગુણ મહંત ॥ શિવસુંદરી વશ કરવા તંત, પાપ તાપ પીલણ એ જંત, સુણીએ તે સિદ્ધાંત ॥ આણી મોટી મનની ખાંત, ભવિયણ ધ્યાવો એ કણ ચિત્ત, રાન વેલાઉલ હુંત ॥૩॥ આદિ જિનેશ્વર પદ અનુસરતી, ચતુરંગુલ ઉંચી રહે ધરતી, દુરિત ઉપદ્રવ હરતી ॥ સરસ સુધારસ વયણ ઝરંતી, જ્ઞાનવિમલ

ગિરિ સાન્નિધ્ય કરંતી, દુશમન દુષ્ટ હલંતી ॥ દાડિમ પક્કકલી સમદંતી, જ્યોતિ ગુણ ઇહાં રાજી પંતી, સમકિત બીજ વપંતી॥ ચક્કેસરી સુરસુંદરી હુંતી, ચૈત્રીપૂનમદિને આવંતી, જય જયકાર ભણંતી ॥૪॥ ઇતિ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

તીરથ વારૂ એ તીરથ વારૂ, સાંભલજ્યો સો તારૂ રે ॥ ભવજલ નિધિ તરવા ભવિજનને, પ્રવહણ પેરે એ તારૂ રે ॥એ૦ ॥ ૧ ॥ એ તીરથનો મહિમા મોટો, નવિ માને તે કારૂ રે ॥ પાર ન પામે કહેતાં કોઇ, પણ કહિયે મતિ સારૂ રે ॥એ૦॥ ૨॥ સાધુ અનંતા ઇહાં કણે સીધા, અંત કર્મના કીધા રે ॥ અનુભવ અમૃત રસ જિણે પીધા, અભયદાન જગ દીધા રે ॥એ૦॥૩॥ નમિ વિનમિ વિદ્યાધર નાયક, દ્રવિડ વારિખિલ્લ જાણો રે ॥ થાવચ્ચા શુકો સેલગ પંથગ, પાંડવ પાંચ વખાણો રે ॥ એ૦ ॥૪॥ રામ મુનિને નારદ મુનિવર, શાંબ પ્રદ્યુમ્ન કુમાર રે ॥ મહાનંદ પદ પામ્યા તેહના, મુનિવર બહુ પરિવારો રે ॥ એ૦ ॥ ૫ ॥ તેહ ભણી સિદ્ધક્ષેત્ર એહનું, નામ થયું નિરધાર રે ॥ શત્રુંજયક-

હપે મહાત્મ્ય, એહનો બહુ અધિકાર રે ॥ એ૦ ॥૬॥ તીરથ નાયક વાંછિત દાયક, વિમલાચલ જે પાવે રે॥ જ્ઞાનવિમલ સૂરિ કહે તે ભવિને, ધર્મ શર્મ ઘરે આવેરે ॥ એ૦॥૭॥ ઇતિ સ્તવન સમાપ્ત.

એ દેવ વાંદવાના પાંચમા જોડાનો વિધિ થયો. ઇહાં પછવાડેથી ચૈત્યવંદન ભાષ્ય કહેવું ॥



## ॥ अथ श्री ज्ञानविमलसूरिकृत अगीआर गणधरना देववंदन प्रारंभः ॥

એનો વિધિ આવી રીતે કે, પ્રથમ થાપના થાપી ઇરિયાવહી પડિક્કમીને ચૈત્યવંદન કહેવું તે લખે છેઃ-



### ॥ अथ चैत्यवंदन ॥ प्रारंभः ॥

બિરૂદ ધરી સર્વજ્ઞનું, જિન પાસે આવે ॥ મધુરે વચને વીરજી, ગૌતમ બોલાવે ॥ પંચભૂત માંહે થકી, જે ઉપજે વિણસે ॥ વેદ અરથ વિપરીતથી, કહો કિમ ભવ તરશે ॥ દાન દયા દમ ત્રિહું પદે એ, જાણે તેહજ જીવ ॥ જ્ઞાનવિમલ ઘન આતમા, સુખ ચેતના સદૈવ ॥ ઇતિ ચૈત્યવંદન સમાપ્ત ॥

ઇહાં જંકિંચિ નામતિત્થં, નમુત્થુણં૦ અરિહંત ચેઇયાણં કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમો અરિહંતાણં સંપૂર્ણ કહીને પછી થોય કહીયે તે લખીયે છીયે.



## ॥ अथ थोय लिख्यते ॥

॥ કનક તિલક ભાલે ॥ એ દેશી ॥

॥ માલિની વૃત્તમ્ ॥

ગુરૂ ગણપતિ ગાઓ, ગૌતમ ધ્યાન ધ્યાઓ ॥ સવિ સુકૃત સબાઓ, વિશ્વમાં પૂજ્ય થાઓ ॥ જગ જીત બજાઓ, કર્મને પાર જાઓ ॥ નવનિધિ ઋદ્ધિ પાઓ, શુદ્ધ સમકિત ઠાઓ ॥૧॥ સવિ જિનવર કેરા, સાધુ માંહે વડેરા ॥ દુગંવન અધિકેરા, ચઉદ સય સુભલેરા ॥ ટલ્યા દુરિત અંધેરા, વંદીએ તે સવેરા ॥ ગણધર ગુણ ઘેરા, નામ છે તેહ મેરા ॥ ૨ ॥ સવિ સંશય કાપે, જૈન ચારિત્ર છાપે ॥ તવ ત્રિપદી આપે, શિષ્ય સૌભાગ્ય વ્યાપે ॥ ગણધર પદ થાપે, દ્વાદશાંગી સમાપે ॥ ભવ દુઃખ ન સંતાપે, દાસને ઇષ્ટ આપે ॥૩॥ કરે જિનવર સેવા, જેહ ઇંદ્રાદિ દેવા ॥ સમકિત

ગુણુ મેવા, આપતા નિત્યમેવા ॥ ભવજલ નિધિ ત-રેવા, નૌ સમી તીર્થસેવા ॥ જ્ઞાનવિમલ લહેવા, લીલ લચ્છી વરેવા ॥૪॥ ઇતિ થોય ॥ ઇહાં નમુત્થુણં જા-વંતિ૦ ઇતિ. અને નમો૦ કહીને સ્તવન કહીયે તે લખે છે.



## ॥ अथ गौतम स्तवन प्रारंभः ॥

॥ આજ સખી સંખેસરો, મેં નયણે નિરખ્યો ॥
॥ એ દેશી ॥

સકલ સમીહિત પૂરણા, ગુરૂ ગોતમ સ્વામી ॥ ઈંદ્રભૂતિ નામે ભલો, પ્રણમું શિર નામી ॥ હાં રે પ્રણમું શિરનામી૦ ॥૧॥ મગધ દેશમાં ઉપન્યો, ગોબર ઇતિ ગામ ॥ વસુભૂતિ દ્વિજ પૃથિવી તણો, નંદન ગુણ ધામ ॥ ૨ ॥ જ્યેષ્ઠા નક્ષત્ર જણ્યો, સોવન વન દેહ ॥ વરસ પંચાસ ઘરે વસી, ધરયો વીરશું નેહ ॥ ૩ ॥ ત્રીશ વરસ છદ્મસ્થનો, પર્યાય આરાધે ॥ બાર વરસ લગે કેવલી, પછી શિવસુખ સાધે ॥ ૪ ॥ વીર મોક્ષ પહોતા પછી, લહ્યા કેવલ મુક્તે ॥ રાજ-ગૃહે તે પામીયા, સવિ લબ્ધિની શક્તે ॥ ૫॥ બાણું

વરસ સવિ આઉખું, થયા માસ સંલેખે ॥ જેહને શિર નિજ કર દીયે, તે કેવલ દેખે ॥ ૬ ॥ પંચ સયાં મુનિનો ધણી, સવિ શ્રુતનો દરિયો ॥ જ્ઞાનવિમલ ગુણથી જિણે, તારયો નિજ પરિયો ॥ ૭ ॥

અહીયાં જયવીયરાય સંપૂર્ણ કહીયે, પછી "ગૌતમસ્વામી સર્વજ્ઞાયનમઃ" એ પાઠ અગીયાર વાર ગણીયે પછી અગીયાર નવકાર ગણીયે, પછી ઉભા થઇને શ્રી ગૌતમસ્વામી ગણધર આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં એમ કહી અગીયાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, એક લોગસ્સ પ્રગટ કહીયે, એ શ્રી પ્રથમ ગણધર દેવને વાંદવાનો વિધિ સંપૂર્ણ થયો. એજ રીતે બીજા દશ ગણધરોને પણ વાંદવા, પરંતુ પ્રત્યેક ગણધરનું નામ, નમસ્કાર, સ્તુતિ અને સ્તવન એ ચાર જુદાં કહેવાં. તેમાં પણ વલી ચાર થોયો માંહેલી પાછલી ત્રણ થોયો તો તેજ કહીયે અને એક પ્રથમ થોયમાં ગણધર દેવનું નામ ફેરવાય.છે, માટે તે પ્રત્યેક ગણધરની જૂદી કરેલી છે, એ રીતે સર્વત્ર વિધિ જાણવો.

---

## અથ દ્વિતીય શ્રી અગ્નિભૂતિજી વંદનવિધિઃ

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

કર્મતણો સંશય ધરી, નિજ ચરણે આવે ॥ અગ્નિભૂતિ નામ કરી, તવ તે બોલાવે ॥ એક સુખી છે દુઃખી, એક કિંકર સ્વામી ॥ પુરૂષોત્તમ એકે કરી, કેમ શક્તિ પામી ॥ કર્મ તણા પર ભાવથી એ, સકલ જગત મંડાણ ॥ જ્ઞાનવિમલથી જાણીયે, વેદારથ સુપ્રમાણ ॥ ઇતિ ॥

---

## ॥ અથ થોય પ્રારંભ ॥

॥ માલિની વૃત્તમ્ ॥

અગ્નિભૂતિ સોહાવે, જેહ બીજો કહાવે ॥ ગણધર પદ પાવે, બંધુને પક્ષ આવે ॥ મન સંશય જાવે, વીરના શિષ્ય થાવે ॥ સુર નર ગુણ ગાવે, પુષ્પવૃષ્ટિ વધાવે ॥ ૧ ॥ એક પ્રથમ થોય કહીને પછી ફરી પ્રથમ ગણધરનાં વંદનમાં જે "સવિ જિનવર કેરા, એ ત્રણ કહેલી છે, તે કહીયે. ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

॥ ઢાલ ॥ ॥લલનાની દેશી ॥

બીજો ગણધર ગાઈએ, અગ્નિભૂતિ ઇતિ નામ ॥ લલના ॥ વસુભૂતિ દ્વિજ પૃથિવી માયનો, નંદન ગુણ અભિરામ ॥લ૦॥૧॥ બી૦॥ ગોબર ગામ મગધદેશે, ગૌતમ ગોત્ર રતન્ન ॥લ૦॥ કૃતિકા નક્ષત્રે જનમિયો, સંશય કર્મનો મર્મ૦ ॥લ૦॥૨॥ બી૦॥ વરસ છેંતાલીશ ઘર વસ્યા, વ્રત પર્યાય બાર ॥લ૦॥ સોલ વરસ કેવલપણે, પંચ સયાં પરિવાર ॥લ૦॥બી૦॥ ચિહુંત્તેર વરસનું આઉખું, પાલી પામ્યા સિદ્ધિ ॥ લ૦ ॥ માસ ભક્ત સંલેષણા, પૂર્ણ ઋદ્ધિ સમૃદ્ધિ ॥લ૦॥૪॥બી૦॥ વીર થકાં શીવ પામીયા, રાજગૃહી સુખકાર॥લ૦॥ કંચન કાંતિ ઝલહલે, જ્ઞાનવિમલ ગુણધાર॥લ॥૫॥બી૦॥



## अथ तृतीय श्री वायुभूतिजी वंदन विधिः

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

વાયુભૂતિ ત્રીજો કહ્યો, તસ સંશય એહ ॥ જીવ શરીર બેહુ એક છે, પણ ભિન્ન ન દેહ ॥૧॥ બ્રહ્મજ્ઞાન તપે કરી, એ આતમ લહીયે ॥ કર્મ શરીરથી વેગલો,

એ વેદ સદ્દહિયે ॥ ૨ ॥ જ્ઞાનવિમલ ગુણ ઘન ધણી એ, જડમાં કેમ હોય એક ॥ વીર વયણથી તે લહ્યો, આણી હૃદય વિવેક ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

### ॥ માલિની વૃત્તમ્ ॥

વાયુભૂતિ વલી ભાઇ, જેહ ત્રી[illegible]ઇ ॥ જિણે ત્રિપદી પાઈ, જીતભંભા વજાઇ ॥ જિનપદ અનુયાયી, વિશ્વમાં કીર્તિ ગાઇ ॥ જ્ઞાનવિમલ ભલાઇ, જેહને નામ પાઇ ॥ ૧ ॥ તથા “ સવિ જિનવરકેરા” ઇત્યાદિ ત્રણ થોય કહેવી ॥ ઇતિ. ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

### ॥ મહાવિદેહ ક્ષેત્ર સોહામણું એ દેશી ॥

ત્રીજો ગણપતિ ગાઇએ, વસુભૂતિ પૃથિવી નંદલાલરે ॥ સ્વાતી નક્ષત્રે જાઇઓ, ગોતમ ગોત્ર અમંદ ॥ લા૦॥ ૧ ॥ ત્રી૦ ॥ મગધ દેશ ગામ ગોબરે, સગા સહોદર તીન ॥ લા૦॥ વરસ બેતાલીશ ઘરે વસ્યા, પછે

जिनचरणे लीन ॥ ला० ॥ २ ॥ त्री० ॥ छद्मस्थ दश वरसनी, केवली वरस अढार ॥ ला० ॥ कंचन वर्ण सवि आउखुं, सित्तेर वरस उदार ॥ला०॥३॥ त्री०॥ राजगृहीए शिव पामीया, मास भगत सुखकार॥ ला०॥ पांचशे परि कर साधनो, सवि श्रुतनो भंडार॥ ला०॥४॥ त्री० ॥ वीर छते थया अणसणी, लब्धि सिद्धि दातार ॥ ला० ॥ ज्ञानविमल गुण आगरू, वा युभूति अणगार ॥ ला० ॥ ५ ॥ इति ॥



## अथ चतुर्थ श्री व्यक्तजी वंदन विधः

### ॥ तत्र प्रथम चैत्यवंदन ॥

पंचभूतनो संशयी, चोथो गणि व्यक्त ॥ इंद्रजालपर जग कह्यो, तो किम तस शक्त ॥१॥ पृथिवी पाणी देवता, इम भूतनी सत्ता ॥ पण अध्यातम चिंतने, नहि तेहनी ममता ॥ २ ॥ इम स्याद्वाद मते करी ए, टाल्यो तस संदेह ॥ ज्ञानविमल जिन चरणशुं, धरतो अधिक सनेह ॥ ३ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

### ॥ માલિની વૃત્તમ્ ॥

ચોથો ગણધર વ્યક્ત, ધર્મ કર્મે સુસક્ત ॥ સુર નર જસ ભકત, સેવતા દિવસ નકત ॥ જિનપદ અનુરકત, મૂઢતા વિમમુકત ॥ કૃત કરમ વિમુકત, જ્ઞાન લીલા પ્રસકત ॥ ૧ ॥ તથા "સવિ જિનવર કેરા" એ ત્રણ થોઇ કહેવી ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

### ॥ ઝુંબખડાની દેશી ॥

ચોથો ગણધર ચોપશું રે, વંદૂં ચિત્ત ધરી ભાવ॥ સલૂણે સાજનાં ॥ કોલ્લાગ સન્નિવેશે થયો રે, પાગ્યો ભવજલ નાવ ॥સ૦॥૧॥ ધનમિત્ર દ્વિજ વારૂણી પ્રિયા રે, નંદન હિયે આણંદ ॥સ૦॥ શ્રવણ નક્ષત્રે જનમિયા રે, ભારદ્વજ ગોત્ર અમંદ ॥ સ૦ ॥ ૨ ॥ વરસ પચાસ ઘરે રહ્યા રે, બાર છદ્મસ્થ પર્યાય ॥સ૦॥ વરસ અઢારહ કેવલી રે, વરસ એંશી સવિ આય ॥સ૦॥૩॥ પાંચશે શિષ્ય કંચન વને રે, સંપૂરણ શ્રુત લબ્ધિ ॥

સ૦ ॥ માસ ભગત રાજગૃહ રે, વીર થકે લહ્યા સિદ્ધિ ॥સ૦॥૪॥ પઢમ સંઘયણ સંસ્થાન છે રે, વીર તણો એ શિષ્ય ॥ સ૦ ॥ જ્ઞાનવિમલ તેજે કરીરે; દીપે અધિક જગીશ ॥ સ૦ ॥ ૪ ॥ ઇતિ ॥



## अथ पंचम श्री सुधर्माजी देववंदन विधिः

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

સોહમસ્વામીને મને, છે સંશય એહવો ॥ જે ઇહાં હોય જેહવો, પરભવ તે તેહવો ॥૨॥ શાલિ થકી શાલી નીપજે, પણ ભિન્ન ન થાય ॥ સુણી એહવો નિશ્ચય નથી, ઇમ કહે જિનરાય ॥૨॥ ગોમયથી વિંછી હોયે એ, એમ વિસદૃશ પણ હોય ॥ જ્ઞાનવિમલ મતિશું કરી, વેહારથ શુદ્ધ જોય ॥ ૩ ॥



॥ अथ थोय. प्रारंभ ॥

॥ માલિની વૃત્તમ્ ॥

ગણધર અભિરામ, સોહમ સ્વામિ નામ ॥ જિત દુર્જય કામ, વિશ્વમાં વૃદ્ધિ મામ ॥ દુપ્પસહ ગણિ જામ, તિહાં લગે પટ્ટ ઠામ ॥ બહુ દોલત દામ, જ્ઞાન

विज्ञान धाम ॥१॥ तथा "सवि जिनवर केरा" इ-
त्यादि त्रण थोय कहेवी ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

देशी नायकानी ॥

सोहम गणधर पांचमा रे लाल, अग्नि वेसायन गोत्र ॥ सुखकारी रे ॥ कोल्लाग सन्निवेशे थयो रे लाल, भद्दिला धम्मिल्ल पुत्र ॥ सु० ॥ १ ॥ १ ॥ सो० ॥ उत्तराफाल्गुनीये जण्यो रे लाल, पंच सया परिवार ॥सु०॥ वरस पच्चास घरे रह्या रे लाल, व्रत बेताळीश सार ॥सु०॥२॥सो०॥ आठ वरस केवली पणे रे लाल, एक शत वरशनुं आय ॥सु०॥ वाधे पट्ट परंपरारे लाल, आज लगे जस थाय ॥ यावत दुप्पसह राय ॥ सु० ॥३॥ सो० संपूरण श्रुतनो धणी रे लाल, सर्व लब्धि भंडार ॥ सु० ॥ वीश वरस जिनथी पछी रे लाल, शिव पाम्या जयकार ॥सु०॥४॥ सो०॥ उदय अधिक कंचन वनेरे लाल, शत शाखा विस्तार ॥ सु० ॥ नाम थकी नवनिधि लहे रे लाल, ज्ञानविमल गणधार ॥सु०॥ ५ ॥सो०॥ इति ॥

## ॥ अथ षष्ठ श्री मंडितजी देववंदन विधिः ॥

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

છઠો મંડિત બંભણો, બંધ મોક્ષ ન માને ॥ વ્યાપક ॥ વિગુણ જે આતમા, તે કિમ રહે છાને ॥૧॥ પણ સાવરણ થકી લહે, કેવલ ચિદ્રૂપ ॥ તેહ નિરાવ-રણ થઇ, હોય જ્ઞાન સરૂપ ॥ ૨ ॥ તરણિ કિરણ જેમ વાદલે એ, હોય નિસ્તેજ સતેજ ॥ જ્ઞાન ગુણ સંશય હરી, વીર ચરણે કરે હેજ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ માલિની વૃત્તમ્ ॥

ગણિ મંડિત વારૂ, જેહ છઠ્ઠો કરારૂ ॥ ભવ જલ નિધિ તારૂ, દીસતો જે દિદારૂ ॥ સકલ લબધિ ધારૂ, કામગદ તીવ્ર દારૂ ॥ દુશમન ભય વારૂ, તેહને ધ્યાન સારૂ ॥૧॥ તથા " સવિ જિનવર કેરાં " ઇત્યાદિ ત્રણ થોય કહેવી ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ જી હો જાણ્યું અવધિ પ્રયુંજીને ॥ એ દેશી ॥

જી હો છઠ્ઠો મંડિત ગણધરૂ, જી હો મોરી સન્નિવેશ ગામ ॥ જી હો વિજયા માતા જેહની, જીહો ધનદેવ જનકનુ નામ ॥૧॥ ભવિક જન, વંદો ગણધર દેવ ॥ જીહો વીરતણી સેવા કરે, જીહો ભાવ ધરી નિત્યમેવ ॥ ભ૦ ॥ એ આંકણી ॥ જીહો જનમ નક્ષત્ર જેહનું મઘા, જીહો વરસ ત્રેપન ઘરવાસ ॥ જીહો ચૌદ વરસ છદ્મસ્થમાં, જીહો કેવલ સોલહ વાસ ॥ ભ૦॥ ॥૨॥ જીહો ત્યાશી વરસ સવિ આઉખું, જીહો સયલ લબ્ધિ આવાસ ॥ જીહો સંપૂરણ શ્રુતનો ધણી, જીહો કંચન વરણે ખાસ ॥ભ૦॥૩॥ જીહો માસતણી સંલેષણા, જીહો આરાધી અતિ સાર ॥ જીહો વીર છતે શિવ પામીયા, જીહો ઉલ્લસ્યા પરિવાર ॥ ભ૦ ॥ ૪ ॥ જીહો વશિષ્ટ ગોત્ર સોહામણું, જીહો નામ થકી સુખ થાય ॥ જીહો જ્ઞાનવિમલ ગણધર તણા, જીહો વાધે સુજશ સવાય ॥ભ૦॥૫॥ ઇતિ ષષ્ટ ગણધર સ્તવનમ્ ॥

## ॥ अथ सप्तम मौर्यपुत्र देववंदन विधि ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

સાતમો મૌર્યપુત્ર જે, કહે દેવ ન દીસે ॥ વેદ પદે જે ભાંખિયા, તિહાં મન નવિ હીસે ॥ ૧ ॥ જગ્ન કરતો લહે સર્ગ, એ વેદની વાણી ॥ લોક પાલે ઇંદ્રાદિક, સત્તા કિમ જાણી ॥ ૨ ॥ ઇમ સંદેહ નિરાકરી એ, વીર વચણથી તેહ ॥ જ્ઞાનવિમલ જિનને કહે; હું તુમ પગની ખેહ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय पारभ्यते ॥

### ॥ માલિની વૃત્તમ્ ॥

મૌર્યપુત્ર ગણીશ, સાતમો વીર શિષ્ય ॥ નહિં રાગને રીશ, જાગતી છે જગીશ ॥ નમે સુરનર ઇશ, અંગ લક્ષણ દુતીશ ॥ જ્ઞાન વિમલ સૂરિશ, સંથુણે રાતિ દીશ ॥ ૧ ॥ " તથા સવિ જિનવર કેરા " ઇત્યાદિ ત્રણ્ય થોય કહેવી ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

કર્મ ન છૂટે રે પ્રાણીયા ॥ એ દેશી ॥

મૌર્યપુત્ર ગણિ સાતમો, મૌર્ય સન્નિવેશ ગામ ॥
॥ દેવી વિજયા રે માડલી, મૌરીય જનકનું નામ ॥
॥ ૧ ॥ વંદો ગણધર ગુણનીલો ॥ એ આંકણી ॥ રો-
હિણી નક્ષત્ર જેહનું, જનમે ચંદશું જોગ ॥ પાંસઠ
વરસ ઘરે રહ્યા, ઠશ ચઉ છઉમત્થે જોગ ॥ વં૦ ॥૨॥
સોલ વરસ લગે કેવલી, વરસ પંચાણું રે આય ॥
ઉઠસય મુનિવર જેહને, પરિવારે સુખદાય ॥ વં૦
॥ ૩ ॥ સંપૂરણ શ્રુતનો ધણી, કંચન કોમલ ગાત્ર ॥
લબ્ધિ સયલના રે આગરૂ, કાશ્યપ ગોત્ર વિખ્યાત
॥ વં૦ ૪ ॥ વીર છતે શિવ સુખ લહ્યા, માસ સંલે-
ખણ લીધ ॥ રાજગૃહે ગુણના ધણી, જ્ઞાનવિમલ સુખ
દીધ ॥ વં૦ ॥ ૫ ॥



## ॥ अथ अष्टम श्री अकंपितजी देववंदन ॥

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

અકંપિત દ્વિજ આઠમો, સંશય છે તેહને ॥

નારક હોય પરલોકમાં, એ મિથ્યા જનને ॥ ૧ ॥ જે દ્વિજ શૂદ્રાસન કરે, તસ નારક સત્તા ॥ દાખી વેદે નવિ કહે, એ તુજ ઉન્મત્તા ॥ ૨ ॥ મેરૂ પરે શાશ્વત કહે એ, પ્રાયિક એહવી ભાંખી ॥ તે સંશય દૂરે કર્યો, જ્ઞાનવિમલ જિન સાખી ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ માલિની વૃત્તમ્ ॥

અકંપિત નમી જે, આઠમો જે કહીજે, તસ ધ્યાન ધરીજે, પાપ સંતાપ છીજે ॥ સમકિત સુખ દીજે, પ્રહ સમે નામે લીજે, દુશમન સવિ ખીજે, જ્ઞાન લીલા લહીજે ॥ ૧ ॥ તથા " સવિ જિનવર કેરા " ઇત્યાદિક ત્રણ થોય કહેવી. ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ વાડી ફુલી અતિ ભલી મન ભમરા રે એ દેશી ॥

અકંપિત નામે આઠમો ॥ ભવિ વંદોરે ॥ ગણધર ગુણની ખાણ ॥ સદા આણંદોરે ॥ મિથિલા નગરી દીપતી ॥ ભ૦ ॥ ગૌતમ ગોત્ર પ્રધાન ॥ સ૦ ॥ ૧ ॥

દેવ નામે જેહનો પિતા ॥ ભ૦ ॥ જયંતી જસ માત. ॥ સ૦ ॥ ઉત્તરાષાઢાએ જણ્યા ॥ ભ૦ ॥ ચાતુર્વેદી કહાય ॥ સ૦ ॥ ૨ ॥ વરસ અડતાલીશ ઘર રહ્યા ॥ ભ૦ ॥ છદ્મસ્થ નવ વાસ ॥ સ૦ ॥ એકવીશ વરસ અગે કેવલી ॥ ભ૦ ॥ વીર ચરણ કજ વાસ ॥ સ૦ ॥ ૩ ॥ વરસ અઠ્ઠોત્તેર આઉખું ॥ ભ૦ ॥ ત્રણસય મુનિ પરિવાર ॥ સ૦ ॥ સંપૂરણ શ્રુતકેવલી ॥ ભ૦ ॥ લબ્ધિતણા ભંડાર ॥ સ૦ ॥ ૪ ॥ કંચન વન માસ અણસણી ॥ ભ૦ ॥ વીર છતે ગુણગેહ ॥ સ૦ ॥ રાજ ગૃહે શિવ પામિયા ॥ ભ૦ ॥ જ્ઞાન ગુણે નવ મેહ ॥ સ૦ ॥ ૫ ॥ ઇતિ અષ્ટમ ગણધર સ્તવનં ॥

---

## ॥ अथ नवम श्री अचलभ्रातजी देववंदन ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

અચલભ્રાતને મન વશ્યો, સંશય એક ખોટો ॥ પુણ્ય પાપ નવિ દેખિયે, એ અચરિજ મોટો ॥ ૧ ॥ પણ પ્રત્યક્ષે દેખીએ, સુખ દુઃખ ઘણેરાં ॥ બીજાની પરે દાખીયાં, વેદપદે બહોતેરાં ॥ ૨ ॥ સમઝાવીને શિષ્ય કર્યો એ, વીર આણી તેહ ॥ જ્ઞાનવિમલ

પામ્યા પછી, ગુણ પ્રગટયા તસ દેહ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारम्भः ॥

॥ માલિની વૃત્તમ્ ॥

નવમો અચલભ્રાત, વિશ્વમાં જે વિખ્યાત ॥ સુત નંદા માત, ધર્મ કુંદાવદાત ॥ કૃત સંશય પાત, સંયમે પારિજાત ॥ દલિત દુરિત વ્રાત, ધ્યાનથી સુખશાત ॥૨॥ તથા "સવિ જિનવર કેરા" ઇત્યાદિ ત્રણ થોય કહેવી ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ નમો રે નમો શ્રી શત્રુંજય ગિરિવર ॥ એ દેશી ॥

નવમો અચલભ્રાત કહીજે, ગણધર ગિરૂઓ જાણો રે ॥ કોશલા નગરીએ ઉપનો, હારિય ગોત્ર વખાણો રે ॥૧॥ ભાવ ધરીને ભવિયણ વંદો ॥ એ આંકણી ॥ નંદા નામે જેહની માતા, વસુદેવ જનક કહીજે રે ॥ મૃગશિર નક્ષત્ર જન્મ તણું જસ, કંચન કાંતિ ભણીજે રે ॥ભ૦॥૨॥ વરસ છેંતાલીશ ઘરમાં વસીયા, રસી

ચા વ્રત વરસ બારે રે ॥ ચઉદ વરસ કેવલપર્યાયે, તી-નસયા પરિવારે રે ॥ભા૦॥૩॥ બહોત્તેર વરસ આઉ પરિમાણે, લબ્ધિ સિદ્ધિ સુવિલાસી રે ॥ સંપૂરણ શ્રુત ધર ગુણવંતા, વીર ચરણ નિતુ વાસી રે ॥ભા૦॥૪॥ વીર છતે રાજગૃહી નગરે, માસ ભગત શિવ પામ્યા રે ॥ જ્ઞાનવિમલ ગુણથી સવિ સુરવર, આવી ચરણે નામ્યા રે ॥ ભા૦॥૫॥ ઇતિ ॥



## ॥ अथ दशम श्री मेतार्यजी देववंदन ॥

॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

પરભવનો સંદેહ છે, મેતાર્ય ચિત્તે ॥ ભાંખે પ્રભુ તવ તેહને, દાખી બહુ જુગતે ॥૧॥ વિજ્ઞાન ઘન પદ તણો, એ અર્થ વિચારે ॥ પરલોકે ગમના ગમે, મન નિશ્ચય ધારે ॥ ૨ ॥ પૂર્વાપરથ બહુપરે કહીયે, છેદ્યો સંશય તાસ ॥ જ્ઞાનવિમલ પ્રભુ વીરને, ચરણે થયો તે દાસ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ માલિની વૃત્તમ્ ॥

દશમ ગણધર વખાણો, આર્ય મેતાર્ય જાણો ॥ લહ્યો શુભ ગુણઠાણો, વીર સેવા મંડાણો ॥ અછે એ હિજ ટાણો, કર્મને વાજ આણો, એ પરમ દુજાણો, જ્ઞાનગુણ ચિત્ત આણો ॥ ૧ ॥ તથા "સકિ જિનવર કેરા" ઇત્યાદિ ત્રણ થોય કહેવી ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

॥ આદર જીવ ક્ષમા ગુણ આદર ॥ એ દેશી ॥

મેતારજ આરજ ગણી દશમો, સુપ્રભાતે નિત્ય નમીયે રે ॥ વત્સભૂમિ તુંગિય સન્નિવેશે, તેહને ધ્યાને રમિએ રે ॥ ૧ ॥ ગણધર ગુણવંતાને વંદો ॥ એ આંકણી ॥ વરણદેવાં જેહને છે માતા, દત્ત જનક જ સ કહીયે રે ॥ કોડિન ગોત્ર નક્ષત્ર જન્મનું, અશ્વિની નામે લહીયે રે ॥ગ૦॥૨॥ વરસ છત્રીશ રહ્યા ઘરવાસે, છદ્મસ્થે દસ વરિસા જી ॥ સોલ વરસ કેવલી પર્યાયેં, ત્રણસે મુનિવર શિષ્યા જી ॥ગ૦॥૩॥ બાસઠ વરસ સવિ આઉખું પાલિ, ત્રિપદીના વિસ્તારી જી ॥ કનક

કાંતિ સવિ લબ્ધિ સિદ્ધિના, જ્ઞાનાદિક ગુણધારી જી ॥ગ૦॥૪॥ માસ સંલેખણ રાજગૃહીમાં, વીર થકે શિવ લહિયા જી ॥ જ્ઞાનવિમલ ચરણાદિકના ગુણ, કિણહી ન જાયે કહીયા જી ॥ગ૦॥૫॥ ઇતિ ॥



## ॥ अथ एकादश श्री प्रभासजी देववंदन ॥

### ॥ તત્ર પ્રથમ ચૈત્યવંદન ॥

એકાદશમ પ્રભાસ નામ, સંશય મન ધારે ॥ ભવ નિર્વાણ લહે નહિં, જીવ ઇણે સંસારે ॥૧॥ અગ્નિહોત્ર નિત્યે કરે, અજરામર પામે ॥ વેદાર્થ ઇમ દાખવે, તસ સંશય વામે ॥૨॥ વીર ચરણનો રાગીયો એ, તેહ થયો તતકાલ ॥ જ્ઞાનવિમલ જિન ચરણ તણી, આણ વહે નિજ ભાલ ॥૩॥



## ॥ अथ थोय प्रारंभः ॥

### ॥ માલિની વૃત્તમ્ ॥

એકાદશ પ્રભાસ; પૂરતો વિશ્વ આશા ॥ સુર નર જસ દાસ, વીર ચરણે નિવાસ ॥ જગ સુજસ સુવા-

સ, વિસ્તર્યો જશું બરાસ ॥ જ્ઞાનવિમલ નિવાસ, હું જપું નામ તાસ ॥૧॥ તથા " સવિ જિનવર કેરા " ઇત્યાદિ ત્રણ થાયો કહેવી ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ કનક કમલ પગલાં ઠવે એ ॥ એ દેશી ॥

ગણધર જે અગ્યારમો એ, આશ પૂરણ પ્રભાસ॥ નમો ભવિ ભાવશું એ ॥ કોડિન ગોત્ર છે જેહનું એ, રાજગૃહે જસ વાસ ॥ન૦॥૧॥ અતિભદ્રા જસ માવડી એ, બલભદ્ર નામે તાય ॥ન૦॥ પુષ્ય નક્ષત્રે જન્મીયા એ, ઘર ઘર ઉત્સવ થાય ॥ન૦॥૨॥ સોલ વરસ ઘરમાં વસ્યા એ, આઠ વરસ મુનિરાય ॥ન૦॥ સોલ વરસ રહ્યા કેવલી એ, ચાલીસ વરસ સવિ આવ ॥ ન૦॥૩॥ ત્રણશય મુનિ પરિકર ભલો એ, સંપૂરણ શ્રુતધાર ॥ ન૦॥ લબ્ધિ નિધાન કંચન વને એ, કરતા ભવિ ઉપગાર ॥ ન૦॥ ૪ ॥ વીર છતે શિવ પામીયા એ, માસ સંલેખણ જાસ ॥ ન૦॥ જ્ઞાનવિમલ કીરતિ ઘણી એ, સુંદર જિમ કૈલાસ ॥ ન૦॥૫॥ ઇતિ સ્તવનં ॥ ઇતિશ્રી એકાદશગણધર દેવવંદનં સંપૂર્ણ॥

એટલે ગણધર એકાદશીને દિવસે દેવ વાંદવાનો વિધિ સંપૂર્ણ થયો ॥

તથા પ્રથમ ગણધરના દેવવંદનમાં ચાર ગાથાની ચાર થોઇ અને પછીના દશ ગણધરના દેવ વંદનમાં એકેક ગાથાની એકેક થોય મલીને ચૌદ ગાથાનું માલિની છંદે કમલબંધ સ્તવન પણ થાય, તેમજ અગિયાર ચૈત્યવંદનનું પણ સ્તવન થાય એમ પણ લખેલું છે. તથા વલી ઉપર એક ચૈત્યવંદન કહી સર્વ ગણધરનાં સંક્ષેપથી એકજ દેવવંદન કરીયે, એ રીતે પણ વિધિ કહ્યો છે, તે લખીયે છીયે.



## ॥ अथ अग्यार गणधर चैत्यवंदन ॥

એહ ગણધર એહ ગણધર, થયા ઇગ્યાર ॥ વીર જિનેસર પયકમલે. રહી ભ્રંગ પરે જેહ લીણા ॥ સંશય ટાલી આપણા, થયા તેહ જિનમત પ્રવીણા ॥ ઇંદ્ર મહોત્સવ તિહાં કરે એ, વાસક્ષેપ કરે વીર ॥ લબ્ધિ સિદ્ધિ દાયક હજો, જ્ઞાનવિમલ ગુણ ધીર ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ चैत्यवंदन ॥

સયલ ગણુધર સયલ ગણુવર, જેહ જગસાર, સકલ જિનેસર પયકમલે, રહી અંગવરે જેહ લીણુ॥ જિનમતથી ત્રિપદી લહી, થયા જેહ સ્યાદ્વાદ પ્રવીણુ॥ વાસ ક્ષેપ જિનવર કરે એ, ઇંદ્ર મહોત્સવ સાર ॥ ઉદય અધિક દિન દિન હુવે, જ્ઞાન વિમલ ગુણધાર ॥ ૩ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारम्भते ॥

ચૌદસયાં બાવન ગણધાર, સવિ જિનવરનો એ પરિવાર ॥ ત્રિપદીના કીધા વિસ્તાર, દ્વાદશ સાર સવિ સાન્નિધ્યંકાર ॥ ૧ ॥ એ થોય ચાર વાર કહેવી ॥ ॥ ઇતિ થોય ॥

## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ સકલ સદા ફલ પાસ ॥ એ દેશી ॥

વંદૂં સવિ ગણધાર, સવિ જિનવરના એ સાર ॥ સમચઉરંસ સંઠાણ, સવિને પ્રથમ સંઘયણ ॥૧॥ ત્રિ-

પદીને અનુસારે, વિરચે વિવિધ પ્રકાર ॥ સંપૂરણ શ્રુતના ભરિયા, સવિ ભવજલ નિધિ તરિયા ॥૨॥ કનક વર્ણ જસ દેહ, લબ્ધિ સકલ ગુણગેહ ॥ ગણધર નામકર્મ ફરસી, અજર અમર થયા હરસી ॥૩॥ જનમ જરા ભય વામ્યા, શિવસુંદરી સવિ પામ્યા॥ અખય અનંત સુખ વિલસે, તસ ધ્યાને ભવિ મલશે ॥ ૪॥ પ્રહ સમે લીજે એ નામ, મનોવાંછિત લહી કામ॥ જ્ઞાનવિમલ ઘણુ નૂર, પ્રગટે અધિક સનૂર ॥પ॥ સકલ સુરાસુર કોડી, પાય નમે કર જોડી ॥ ગુણવંતના ગુણ કહીયે, તો શુદ્ધ સમકિત લહિયે ॥ ૬ ॥ ઇતિ ॥



## ॥ अथ पंडित श्री वीरविजयजी विरचित ॥ चौमासी देववंदन विधिः प्रारंभः ॥

એનો વિધિ આવી રીતે છે કે, પ્રથમ ઇરિયાવહિ પડિક્કમી પછી ખમાસમણુ દેઈ ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરૂં ? એમ કહી ચૈત્યવંદન કહીયે, તે લખીયે છીયે.



# ॥ अथ चैत्यवंदन प्रारंभ ॥

## ॥ દોહા. ॥

શ્રી શંખેશ્વર ઇશ્વરં, પ્રણમી ત્રિકરણ યોગ॥ દેવ નમન ચઉમાસીયે, કરશું વિધિ સંયોગ ॥ ૧॥ ઋષભા જિત સંભવ તથા, અભિનંદન જિનચંદ ॥ સુમતિ પદ્મપ્રભ સાતમા, સ્વામી સુપાસ જિણંદ ॥ ॥૨॥ ચંદ્રપ્રભ સુવિધિ જિના, શ્રી શીતલ શ્રેયાંસ ॥ વાસુપૂજ્ય વિમલં તથા, અનંત ધર્મ વર વંશ ॥૩॥ શાંતિ કુંથુ અર પ્રભુ, મલ્લી સુવ્રત સ્વામિ ॥ નમિ નેમીસર પાસ જિન, વર્દ્ધમાન ગુણધામ ॥૪॥ વર્ત્તમાન જિન વંદતાં એ, વંધા દેવ ત્રિકાલ ॥ પ્રભુ શુભ ગુણ મુગતા તણી, વીર રચે વર માલ ॥ ૫ ॥ ઇતિ ચૈત્યવંદન ॥ અહિં નમુત્થુણં કહી અર્ધા જયવીયરાય કહીયે. પછી ખમાસમણ દેઇ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ઋષભજિન આરાધનાર્થે ચૈત્યવંદન કરૂં ? એમ કહી ચૈત્યવંદન કહીયે તે લખીયે છીએ. ॥

---

## ॥ अथ रुषभजिन चैत्यवंदन ॥

સર્વારથસિદ્ધે થકી, ચવિયા આદિ જિણંદ ॥ પ્રથમ રાય વનિતા વસે, માનવ ગણ સુખ કંદ ॥ ૧ ॥ યોનિ નકુલ જિણંદને, હાયન એક હજાર ॥ મૌનાવી તે કેવલી, વડ હેઠે નિરધાર ॥ ૨ ॥ ઉત્તરાષાઢા જનમ છે એ, ધનરાશિ અરિહંત ॥ દશ સહસ પરિવારશું, વીર કહે શિવકંત ॥ ૩ ॥ ઇતિ ॥

અહીં નમુત્થુણં કહી પછી અરીહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી થોય કહીયે તે લખીયે છીયે.

---

## ॥ अथ थोय प्रारंभ ॥

ચ્યાશીલાખ પૂરવ ઘરવાસ, વસીયા પરિકર સુધા જી ॥ જનમ થકી સણુ દેવતરૂ ફલ, ક્ષીરોદધિ જલ ભોક્તા જી ॥ અઇ સુઅચ્યોહિ નાણ સંયુત, નયણ વયણ કજ ચંદા જી ૧॥ ચાર સહસશું દિક્ષા શિક્ષા, સ્વામી રૂષભ જિણંદા જી ॥ ૧ ॥ અહીં લોગસ્સ૦॥ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરીયે ॥ પછી મન-

પર્યવ તવ નાણ ઉપન્યુ, સંયત લિંગ સહાવા જી ॥ અઢિય દીપમાં સન્ની પંચેદ્રિય, જાણે મનોગત ભાવાજી ॥ દવ્ય અનંતા સૂક્ષ્મ તીચ્છીં, અઢારશે ખિત્ત ઠાયા જી, ॥ પલિયે અસંખમ ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય પર જાયા જી ॥ ૨ ॥ અહીં પુખ્ખરવરદી૦ કહી એક નવકારનો કાઉસ્સગ કરીયેં ॥ રૂષભ જિણેસર કેવલ પામી. રયણ સિંહાસણ ઠાયાજી ॥ અનભિલપ્પ અભિલપ્પ અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયા જી ॥ તાસ અનંતમે ભાગે ધારી, ભાગ અનંતે સૂત્ર જી ॥ ગણધર રચિયાં આગમ પૂજી, કરીયે જનમ પવિત્ર જી ॥૩॥ અહીં સિદ્ધાણં બુદ્ધાણં કહી એક નવકારનો કાઉસ્સગ કરીયે ॥ ગોમુખ જક્ષ ચક્કેસરીં દેવી, સમકિત શુદ્ધ સોહાવે જી ॥ આદિ દેવની સેવ કરંતિ, શાશન શોભ ચઢાવે જી ॥ શ્રદ્ધા સંયુત જે વ્રતધારી, વિઘન તાસ નિવારે જી ॥ શ્રી શુભ વીર વિજય પ્રભુ ભગતે, સમરે નિત્ય સવારે જી ॥ ૪ ॥ ઇતિ થોય ॥ અહીં નમુત્થુણં૦ ॥ જાવંતિ ચેઇ૦ ॥ જાવંત કેવિ૦ ॥ નમોઽર્હત્ સિદ્ધા૦ કહીયે ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ કંપૂર હોય અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

જ્ઞાનરયણ રયણાયરૂ રે, સ્વામી રૂષભ જિણંદ ॥ ઉંપગારી અરિહા પ્રભુ રે, લોક લોકોત્તરા નંદ રે ॥ ભંવિયાં ॥ ૧ ભાવે ભજો ભગવંત ॥ મહિમા અતુલ અનંત રે ॥ ભવિયાં ભાવે એ આંકણી ॥ તિગ તિમ આરક સાગરૂ રે, કોડાકોડી અઢાર ॥ યુગલા ધર્મ નિવારીયો રે, ધર્મ પ્રવર્તન હારરે ॥ ભ૦ ॥૨॥ જ્ઞાનાતિશયે ભવ્યના રે, સંશય છેદનહાર ॥ દેવ નરા તિરિ સમઝીયા રે, વચનાતિષય વિચાર રે ॥ ભ૦ ॥૩॥ ચાર ધને મધવા સ્તવે રે, પૂજાતિશય મહંત ॥ પંચ ધને યોજન ટલે રે, કષ્ટ એ તર્યં પ્રસંત રે ॥ભ૦॥૪॥ યોગ ક્ષેમંકર જિનવરૂ રે, ઉંપશમ ગંગા નીર ॥ પ્રીતિ ભક્તિપણે કરી રે, નિત્ય નમે શુભ વીર રે ॥ભ૦॥ ૫ ॥ ઇતિ ॥ સ્તવનં ॥ પછી જયવીયરાય અર્ધા કહેવા ॥ ઇતિ અહીં ખમાસમણ૦ ઇચ્છાકારેણ૦ શ્રી અજિતનાથ આરાધનાર્થં૦ ॥ ચૈત્યવંદન કરૂં.

## ॥ अथ अजितनाथ चैत्यवंदन प्रारंभ ॥

આવ્યા વિજય વૈમાનથી, નયરી અયોધ્યા ઠામ માનવ ગણરિખ રોહિણી, મુનિ જનના વિશ્રામ ॥૧॥ અજિતનાથ વૃષ રાશિયે, જનમ્યા જગદાધાર ॥ યોનિ ભુજંગમ ભયહરૂ, મૌને વર્ષ તે બાર ॥૨॥ સપ્તપરણુ તરૂ હેઠલે, ॥ જ્ઞાન મહોત્સવ સાર ॥ એક સહસ્સશું શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર ॥ ૩ ॥ ઈતિ ચૈત્યવંદન પછી નમુત્થુણં૦ ॥ અરિહંત ચેઈ૦ ॥ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી થોય કહેવી ॥



## ॥ अथ थोय प्रारम्यते ॥

॥ પ્રહ ઉઠી વંદૂ ॥ એ દેશી ॥

જબ ગર્ભે સ્વામી, પામી વિજયા નાર ॥ જીતે નિત્ય પીયુને, અક્ષ ક્રીડન હુંશીયાર॥ તિણે નામ અજિત છે, દેશના અમૃત ધાર ॥ મહા જક્ષ અજિતા, વીર વિઘન અપહાર ॥૧॥ એ થોય કહી ઉભા થકાં જયવીયરાય અર્ધા કહેવા ॥ ઈતિ અજિત જિન સ્તવન ॥ એ રીતે સર્વ તીર્થંકરનાં ચૈત્યવંદન થોયો અને

સ્તવન કહેવાં ॥ યાવત્ શાશ્વતા જિન સુધીનાં પણ કહેવાં ॥



## ॥ અથ સંભવજિન ચૈત્યવંદન ॥

સત્તમ ગેવિજ ચવન છે, જન્મ્યા મૃગશિર માંહિ ॥ દેવ ગણે સંભવ જિના, નમીયે નિત્ય ઉત્સાહી ॥૧॥ સાવત્થી પુરિ રાજીયો, મિથુન રાશિ સુખકાર॥ પન્નગ યોનિ પામિયા, યોનિ નિવારણહાર ॥ ૨ ॥ ચઉદ વરસ છદ્મસ્થમાં એ, નાણ શાલ તરૂ સાર ॥ સહસ્ર વ્રતીશું શિવ વર્યા, વીર જગત આધાર ॥ઇતિ॥



## ॥ અથ થોય પ્રારભ્યતે ॥

॥ શાંતિ જિનેસર સમરીયે ॥ એ દેશી ॥

સંભવ સ્વામી સેવીયે, ધન્ય સજ્જન દીહા ॥ જિનગુણ માલા ગાવતા, ધન્ય તેહની જીહા ॥ વયણ સુગંગ તરંગમાં, ન્હાતા શિવગેહી ॥ ત્રિમુખ સુર દુરિતારિકા, શુભ વીર સનેહી ॥ ઇતિ ॥



## ॥ अथ श्री अभिनंदन चैत्यवंदन ॥

ચવ્યા જયંત વિમાનથી, અભિનંદન જિનચંદ॥ પુનર્વસુમાં જનમીયા, રાશિ મિથુન સુખ કંદ ॥ ૧ ॥ નયરી અયોધ્યાનો ધણી, યોનિ વર મંજાર ॥ ઉગ્રવિહાર તપ તપ્યા, ભૂતલ વરસ અઢાર ॥ ૨ ॥ વલી રાંયણ પાદવ તલે એ, વિમલ નાણ ગણ દેવ ॥ મોક્ષ સહસ મુનિશું ગયાં, વીર કરે નિત્ય સેવ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ અપા પદમ લંધનં ॥ એ॰ચાલ ॥

અભિનંદન ગુણમાલિકા, ગાવતી અમરાલિકા॥ કુમતફી પરંજાલિકા, શિવ વહુવર માલિકાં ॥ લગે ધ્યાનફી તાલિકા, આગમની પરનાલિકા ॥ ઇશ્વરોં સુર બાલિકા, વીર નમે નિત્ય કાલિકા ॥૧॥ ઇતિ ॥



## ॥ अथ श्री सुमतिनाथ चैत्यवंदन ॥

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ॥ રાક્ષસ ગણું પંચમ પ્રભુ, સિંહરાશિ ગુણ ધામ॥૧॥

મઘા નક્ષત્રે જનમીયા, મુષક યોનિ જગદીશ ॥ મોહ રાય સંગ્રામમાં, વરસ ગયાં છવ્વીશ ॥ ૨ ॥ જીત્યે પ્રિયંગુ તરૂ એ, સહસ મુનિ પરિવાર ॥ અવિનાશ પદવી વર્યા, વીર નમે સો વાર ॥ ૩ ॥



## ॥ अथ थीय पारभ्यते ॥

॥ ત્વમશૂમાન્યભિનંદનનંદિતાં ॥ એ દેશી ॥

સુમતિ । સ્વર્ગ દિયે અસમંતને, મમત્વ મોહ નહિ ભગવંતને ॥ પ્રગટ જ્ઞાન વરી શિવ બાલિકા તુંબરૂ વીર નમે મહાકાલિકા ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री पद्मप्रभ चैत्यवंदन ॥

ગ્રૈવેયક નવમે થકી, કોસંબી વર વાસ ॥ રાક્ષસ ગણ નક્ષતરૂ, ચિત્રા કન્યા રાશ ॥ ૧ ॥ વૃશ્ચિક યોનિ પદ્મપ્રભ, છદ્મસ્થા ષટ્ માસ ॥ તરૂ છત્રૌધે કેવલી લોકાલોક પ્રકાશ ॥૨॥ ત્રણ અધિક શત આઠશું એ પામ્યા અવિચલ ધામ ॥ વીર કહે પ્રભુ માહરે, ગુણ શ્રેણી વિશ્રામ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ નંદીશ્વરે વર દ્વીપ સંભારૂં ॥ એ ચાલ ॥

પદ્મપ્રભુ હત છદ્મ અવસ્થા, શિવસદ્મે સિદ્ધા અરૂપસ્થા ॥ નાણુને દંસણુ દોય વિલાસી, વીર કુસુમ શ્યામા જિનુપાસી ॥ ૧ ॥ ઈતિ ॥



## ॥ अय श्री सुपासजिन चैत्यवंदन ॥

ગ્રેવીજ છઠ્ઠેથી ચવ્યા, વાણારસીપુરી વાસ ॥ તુ-લા વિશાખા જન્મીયા, તપ તપીયા નવ માસ ॥૧॥ ગણુ રાક્ષસ વૃક યોનિયે, શોભે સ્વામી સુપાસ ॥ સં-રિસ તરૂ તલે કેવલી, જ્ઞેય અનંત્ત વિલાસ ॥૨॥ મ-હાંનંદ પદંવી લહીએ, પામ્યા ભવનો પાર॥ શ્રી શુ-ભ વીર કહે પ્રભુ, પંચ સયાં પરિવાર ॥ ૩ ॥ ઇતિ॥



## ॥ अथ थोय प्रारभ्यतें ॥

॥ શ્રાવણ શુદિ દિન પંચમી એ ॥ એ દેશી ॥

અષ્ટ મહાપડિહારશું એ, શોભે સ્વામી સુપાસ, તો ॥ મહાભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના

દાસ તો ॥ ગુણ અતિશય વરણવ્યા એ. આગમ ગ્રંથ મોઝાર તો ॥ માતંગ શાંતા સુર સુરી એ, વીર વિઘન અપહાર તો ॥



## ॥ अथ श्री चंद्रप्रभ चैत्यवंदन ॥

ચંદ્રપ્રભ ચંદ્રાવતી, પુરિ ચવિયા વૈજયંત ॥ અનુરાધાયે જનમીયા, વૃશ્ચિક રાશિ મહંત ॥ ૧ ॥ મૃગયોનિગણ દેવનો, કેવળ વિણ ત્રિક માસ ॥ પામ્યા નાગ તરૂ તલે, નિર્મલ નાણ વિલાસ ॥૨॥ પરમાનંદ પદ પામીયા એ, વીર કહે નિરધાર ॥ સાથે સલૂણા શોભતા, મુનિવર એક હજાર ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ શાંતિ જિનેસર સમરીયે એ ॥ દેશી ॥

ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમાં, સખિ જોવા જઇએ ॥ દ્રવ્ય ભાવ પ્રભુ દરિસણે, નિર્મલતા થઇએ ॥ વાણી સુધારસ વેલડી, સુણીએ તતખેવ ॥ ભજે ભદંત ભૃકુટિકા, વીરવિજય તે દેવ ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री सुविधिनाथ चैत्यवंदन ॥

સુવિધિનાથ સુવિધે નમું, શ્વાન.યોનિ.સુખકારા। આવ્યા આણત સ્વર્ગથી, કાકંદી અવતાર ॥ ૧ ॥ રાક્ષસ ગણ ગુણવંતને, ધનરાશિ રિખ મૂલ ॥ વરસ ચાર છદ્મસ્થમાં, કર્મ શશક શાર્દૂલ ॥ ૨ ॥ મલ્લી.તરૂ તલે કેવલી એ, સહસ મુનિ સંઘાત ॥ બ્રહ્મ મહીદય પદ વર્યા, વીર નમે પરભાત ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारम्यते ॥

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના ॥ શિવ સુખ દાતા જ્ઞાતા ત્રાતા, હરે દુઃખ દાસના ॥ નય ગમ ભંગે રંગે ચંગે, વાણી ભવ હારિકા ॥ અમર અલી તે મોહાતીતે, વિરંચ સુતારિકા ॥ ૧ ॥ ઇતિ॥



## ॥ अथ श्री शीतलनाथ चैत्यवंदन ॥

દશમા સ્વર્ગ થકી ચવ્યા, દશમા શીતલનાથ॥ ભદ્દિલપુર ધનરાશિએ, માનવ ગણ શિવ સાથ ॥૧॥ વાનર યોનિ જીણંદને, પૂર્વાષાઢા જાત ॥ તિગ વર-

સાંતર કેવલી, પિયંગુ વિખ્યાત ॥ ૨ ॥ સંયમધર સહસ વરસા એ, નિરૂપમ પદ નિર્વાણ ॥ વીર કહે પ્રભુ ધ્યાનથી, ભવ ભવ કોડ કલ્યાણ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ પ્રહ ઉઠી વંદૂ ॥ એ દેશી ॥

શીતલ પ્રભુ દર્શન, શીતલ અંગ ઉવંગે ॥ કલ્યાણક પંચે, પ્રાણિ ગણ સુખ સંગે ॥ તો વચન સુણંતાં, શીતલ કિમ નહિ લોકા ॥ શુભ વીર તે બ્રહ્મા, શાસનદેવી અશોકા ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री श्रेयांसनाथ चैत्यवंदन ॥

અચ્યુતથી પ્રભુ ઉતરયા, સિંહપુર શ્રેયાંસ ॥ યોનિ વાનર દેવ ગણ, દેવ કરે પરશંસ ॥ ૧ ॥ શ્રવણે સ્વામી જનમીયા, મકરરાશિ દુગ વાસ ॥ છદ્મસ્થા તિંદુક તલે, કેવલ મહિમા જાસ ॥ ૨ ॥ વાચંયમ સહસે સહા એ, ભવ સંતતિનો છેહ ॥ શ્રી શુભ વીરને સાંઇશું, અવિચલ ધર્મ સ્નેહ ॥ ૩ ॥



## ॥ અથ થોય પ્રારભ્યતે ॥

॥ શ્રી સીમંધર દેવ સુહંકર ॥ એ દેશી ॥

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઇચ્છે અવર કુણ દેવાજી ॥ કનક તરૂ સેવે કુણ પ્રભુને, છંડી સુરતરૂ સેવાજી ॥ પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલી જી ॥ માનવી મણુએસર સુપસાયે, વીર હૃદયમાં ફેલી જી ॥ ૧ ઇતિ ॥



## ॥ अथ श्री वासुपूज्य जिन चैत्यवंदन. ॥

પ્રાણતથી પ્રભુ પાંગરયાં, ચૂંપે ચંપા ગામ ॥ શિવ મારગ જાતાં થકાં, ચંપક તરૂ વિસરામ ॥ ૧ ॥ અશ્વ યોનિ ગણ રાખસ, શતભિષા કુંભરાશ ॥ પાડલ હેઠે કેવલી, મૌનપણે ઇગ વાસ ॥ ૨ ॥ ષટ્‌શત સાથે શિવ થયા એ, વાસુપૂજ્ય જિનરાજં ॥ વીર કહે ધન્ય તે ઘડી, જવ નિરખ્યા મહારાજ ॥ ૩ ॥



## ॥ અથ થોય પ્રારંભ ॥

॥ કનક તિલક ભાલે ॥ એ દેશી ॥

વિમલ ગુણ અગારં, વાસુપૂજ્યં સફારં, નિહતં

વિષ વિકારં, પ્રાપ્ત કૈવલ્ય સારં ॥ વચન રસ ઉદારં, મુક્તિ તત્ત્વં વિચારં ॥ વીર વિઘ્ન નિવારં, સ્તૌમિ ચંડી કુમારં ॥ ૧ ॥

---

## ॥ अथ श्री विमलनाथ चैत्यवंदन. ॥

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કંપિલપુરમાં વાસ ॥ ઉતરભદ્રપદે જનિ, માનવ ગણ મીનરાશિ ॥૧॥ યોનિ છાગ સુહંકરૂ, વિમલનાથ ભગવંત ॥ દોય વરસ તપ નિર્જલો, જંબૂતલે અરિહંત ॥ ૨ ॥ ષટ્ સહસ મુનિ સાથશું એ, વિમલ વિમલ પદ પાય ॥ શ્રી શુભ વીરને સાંઇશું, મલવાનું મન થાય ॥ ૩ ॥

## ॥ अथ थोय प्रारंभ ॥

॥ ચોપાઇની ચાલ ॥

વિમલનાથ વિમલ ગુણ વરયા, જિનપદ ભોગી ભવ નિસ્તરયા ॥ વાણી પાંત્રીશ ગુણ લક્ષણી, છમ્મુહ સુર મવરા જક્ષણી ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री अनंतनाथ चैत्यवंदन ॥

દેવલોક દશમા થકી, ગયા અયોધ્યા ઠામ ॥ હસ્તિ યોનિ અનંતને, દેવ ગણે અભિરામ ॥૧॥ રેવતીએ જન્મ્યા પ્રભુ, મીનરાશિ સુખકાર॥ ત્રણ્ય વરસ છદ્મસ્થમાં, નહિ પ્રમાદિ ઉચ્ચાર ॥ ૨ ॥ પીંપલે વૃક્ષે પામીયા એ, કેવલ લક્ષ્મી નિદાન ॥ સાત સહસશું શિવ વર્યા, વીર કહે બહુમાન ॥ ૩ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ વસંતતિલકા વૃત્તમ્ ॥

જ્ઞાનાદિકાઃ ગુણવરા નિવસંત્યનંતે, વજી સુપર્વમહિતે જિનપાદપદ્મે ॥ ગ્રંથાર્ણવે મતિવરાઃ પ્રણંતિ સ્મ ભક્ત્યા. પાતાલચાંકુશિ સુરી, શુભ વીર દક્ષા॥

---

## ॥ अथ श्री धर्मनाथ चैत्यवंदन ॥

વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર ॥ ધર્મનાથ ગણ દેવતા, કર્કરાશિ મનોહાર ॥ ૧ ॥ જન્મ્યા પુષ્પ નક્ષતરે, યોનિ છાગ વિચાર ॥ દોય વરસ છદ્મસ્થમાં. વિચર્યા ધર્મ દયાલ ॥ ૨ ॥ દધિપર્ણે ઘે

કેવલી, વીર વર્યા બહુ રૂદ્ધ ॥ કર્મ ખપાવીને હુવા, અડસય સાથે સિદ્ધ ॥ ૩ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ શંખેશ્વર પાસજી પૂજીએ ॥ એ દેશી ॥

સખિ ધર્મ ઝિણેસર પૂજીએ, જિન પૂજે મોહને ધ્રુજીએ ॥ પ્રભુ વયણ સુધારસ પીજીએ, કિન્નર કંદર્પા રીજીએ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री शांतिजिन चैत्यवंदन ॥

સર્વારથસિદ્ધે થકી, ચવીયા શાંતિ જિનેશ ॥ હસ્તી નાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ ॥ ૧ ॥ માનવ ગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ ॥ ભરણી એ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા ઇગ વાસ ॥ ૨ ॥ કેવલ નંદી તરૂતલે એ, પામ્યા અંતર જાણ ॥ વીર કરમને ક્ષય કરી, નવ શતશું નિરવાણ ॥ ૩ ॥ ઇતિ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

શાંતિ જિનેસર સમરીયે ॥ એ દેશી ॥

શાંતિ સુહંકર સાહિબો, સંયમ, અવધારે ॥ સુમતિને ઘરે પારણું, ભવપાર ઉતારે ॥ વિચરંતા અવની તલે, તપ ઉગ્રવિહારે ॥ જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે ॥૧॥ પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લી કુમારી ॥ રાજ્ય વિહૂણા એ થયા, આપે વ્રતધારી ॥ શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી ॥ મલ્લી નેમ પરણ્યા નહી, બીજા ઘરબારી ॥ ૨ ॥ કનક કમલ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે ॥ રયણ સિંહાસન બેસીને; ભલી દેશના દીજે ॥ યોગાવંચક પ્રાણીયા, ફલં લેતા રીઝે ॥ પુષ્કરાવર્તના મેઘમાં, મગસેલ ન ભીંજે ॥૩॥ ક્રોડવદન શુકરારૂઢા, શ્યામ રૂપે ચાર ॥ હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર ॥ જક્ષ ગરૂડ વામ પાણીએ, નકુલાક્ષ વખાણે ॥ નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ अथ स्तवन प्रारंभ ॥

॥ રાગ પૂર્વી ॥

ક્ષણુ ક્ષણુ સાંભરો શાંતિ સલૂણા, ધ્યાન ભૂવન જિનરાજ પરૂણા ॥ ક્ષ૦ ॥ શાંતિ જિનંદકો નામ અમીસેં, ઉલ્લસિત હોત હમરોમ વપુના ॥ ક્ષ૦ ॥ ભવ ચોગાનમે ફિરતે પાએ, છોરતમેં નહિં ચરણુ પ્રભુનાં ॥ક્ષ॥ છીલ્લરમેં રતિ કબહૂ ન પાવે, જે ઝીલે જલ ગંગ યમુનાં ॥ક્ષ૦॥ તુમ સમ હમ શિર નાથ ન થાશે, કર્મ અચૂના દૂના ધૂના ॥ક્ષ૦॥ ૨ ॥ મોહ લરાઈમે તેરી સહાઇ, તો ક્ષણુમેં છિન્ન છિન્ન કદ્રુના ॥ક્ષ૦॥ નાહેં ઘટે પ્રભુ આના કૂના, અચિરા સુત પતિ મોક્ષવધૂના ॥ક્ષ॥૩॥ ઉસ્કી પાસમેં આસ ન કરતે, ચાર અનંત પસાય કરૂન્ના ॥ક્ષ૦॥ ક્યુંકર માગત પાસં ધત્તૂરે, યુગલિ યાચક કલ્પતરૂના ॥ ક્ષ૦ ॥૪॥ ધ્યાન ખડ્ગ વર તેરે આસંગે, મોહ ડર સારી ભીક ભરૂના ॥ક્ષ૦॥ ધ્યાન અરૂપી તો સોઇ અરૂપી, ભક્તે ધ્યાવત તાના તૂના ॥ ॥ક્ષ૦॥૫॥ અનુભવ રંગ વધ્યો ઉપયોગે, ધ્યાન સુપનામેં કથા ચૂના ક્ષ૦ ॥ ચિદાનંદ ષકઝોલ ઘટાસેં, શ્રી શુભ વીરવિજય પડિપુન્ના ॥ ક્ષ૦ ॥૬॥ ઇતિ ॥

## ॥ अथ श्री कुंथुनाथ चैत्यवंदन ॥

લવસત્તમ સુરભવ તજી, ગજપુર નયર નિવાસ॥ રાક્ષસગણ કૃતિકા જનો, કુંથુનાથ વૃષરાશિ ॥ ૧ ॥ સોલ વરસ છદ્મસ્થમાં, જિનવર યોનિ છાગ ॥ ઘાતિ-કર્મ ઘાતે કરી, તિલક તલે વીતરાગ ॥ ૨ ॥ શૈલેશી-કરણે કરી એ, એક સહસ પરિવાર ॥ શિવમંદિર સ-ધાવતાં, વીર ઘણું હુંશીયાર ॥૩॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारम्यते ॥

વશી કુંથુ વ્રતી તિળકૌ જગતિ, મહિમા મહતી નત ઇંદ્રતતી ॥ પ્રથિતાગમ જ્ઞાનગુણા વિમલા, શુભ-વીર મતાં ગાંધરવ અલા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अरनाथ चैत्यवंदन ॥

ગણ સવ્વટ્ઠ થકી ચવ્યા, નાગપુરે અરનાથ ॥ રેવતી જન્મ મહોત્સવા, કરતા નિર્જર નાથ ॥ ૧ ॥ જયકર યોનિ ગજવરૂ, રાશિ મીન ગણદેવ ॥ ત્રણય વરસમાં થિર થઇ, ટાલે મોહની ટેવ ॥ ૨ ॥ પામ્યા

અંબ તરૂ તલે એ, ખાયિકભાવે નાણ ॥ સહસ મુનિવર સાથશું, વીર કહે નીર્વાણ ॥ ૩ ॥ ઇતિ. ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ ત્વમશુભાન્યભિનંદનનંદિતા ॥ એ દેશી ॥

અર વિભૂ રવિ ભૂતલ દ્યોતકં, સુમનસા મનસા ર્ચિત પત્કજે ॥ જિનગિરા ન ગિરા પરતારિણી, પ્રણુત ચક્ષપતિ વીર ધારિણી ॥



## ॥ अथ श्री मल्लिनाथ चैत्यवंदन ॥

મલ્લી જયંત વિમાનથી, મિથિલા નયરી સાર ॥ અશ્વિની યોનિ ભયંકરૂ, અશ્વનીયે અવતાર ॥ ૧ ॥ સુરગણુ રાશિ મેષ છે, વંદિતા સ્વર્ગી લોક ॥ છદ્મસ્થા અહો રાતની, કેવલ વૃક્ષ અશોક ॥ ૨ ॥ સમવસરણે બેસી કરી એ, તીર્થ પ્રવર્તન હાર ॥ વીર અચલ સુખને વરયા, પંચસયા પરિવાર ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ નંદીશ્વર વર દ્વીપ સંભાલું ॥ એ દેશી ॥

મલ્લિનાથ મુખ ચંદ નિહાલું, અરિહા પ્રણમી પાંતક ટાલું ॥ જ્ઞાનાનંદ વિમલપુર સેર, ધરણ પ્રિયા શુભ વીર કુબેર ॥ ૧ ॥



## ॥ अथ श्री मुनिसुव्रत चैत्यवंदन ॥.

સુવ્રત અપરાજિતથી, રાજગૃહી રેડાણ ॥ વાનર યોનિ રાજતી, સુંદર ગણ ગિર્વાણ ॥ ૧ ॥ શ્રવણ નંખેતર જનમીયા, સુરવર જય જયકાર ॥ મકરરાશિ છદ્મસ્થમાં, મૌન માસ અગીયાર ॥ ૨ ॥ ચંપક હેઠે ચાંપીયાં.એ, જે ઘનઘાતિકાર ॥ વીર વ્રડો જંગમાં પ્રભુ, શિવપદ એક હજાર ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥.

॥ અહહ મુદિરે ॥ એ દેશી ॥.

સુવ્રત સ્વામી આતમરામી, પૂજો ભવિ મન રૂલી ॥ જિનગુંણ થુણીએ પાતક હણીએ, ભાવ સ્તવનં સાંક-

લી ॥ વચને રહીએ જુઠ ન કહીએ, ટલે ફલ વંચકો॥ વીર જિણુપાસી નરદત્તા, વરૂણ જિનાર્ચ્ચકો ॥ ૧ ॥



## ॥ अथ श्री नमिनाथ चैत्यवंदन ॥

દશમા પ્રાણત સ્વર્ગથી, આવ્યા શ્રી નમિનાથ ॥ મિથિલા નયરી રાજીયો, શિવપુર કેરો સાથ ॥ ૧ ॥ યોનિઅશ્વ અલંકરી, અશ્વની ઊદયો ભાણ ॥ મેષ-રાશિ સુર ગણ નમું, ધન્ય તે દિન સુવિહાણ ॥ ૨ ॥ નવ માસાંતરે કેવલી, બકુલ તલે નિરધાર ॥ વીર અ-નોપમ સુખ વર્યા, મુનિ પરિતંત હજાર ॥૩॥ ઈતિ॥



## ॥ अथ थोय पारभ्यते ॥

॥ શ્રાવણ શુદિ દિન પંચમી એ ॥ એ દેશી ॥

શ્રી નમિનાથ સોહામણા એ, તીર્થપતિ સુલતા-ન તો ॥ વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગ-વાનતો ॥ રત્ન ત્રયી જસઉજલી એ, ભાંખે ષટ્દ્રવ્ય જ્ઞાન તો ॥ ભૃકુટી સુર ગંધારિકા એ, વીર હૃદય બહુ-માનતો ॥ ૧ ॥ ઈતિ ॥



## ॥ अथ श्री नेमिनाथ चैत्यवंदन ॥

નેમિનાથ બાવીશમા, અપરાજિતથી . આય ॥ સૌરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય ॥૧॥ યોનિ વાઘ વિવેકીને, રાક્ષસ ગણુ અદભુત ॥ રિખ ચિત્રા ચોપન દિને, મૌનવતા મનપૂત ॥ ૨ ॥ વેતસ હેઠે કેવલી એ. પંચ સયાં છત્રીશ ॥ વાચંયમશું શિવ વર્યા, વીર નમે નિશ દીશ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ કનક તિલકભાલે ॥ એ દેશી ॥

દુરિત ભય નિવારં, મોહ વિધ્વંસકારં, ગુણવંત મવિકારં, પ્રાપ્તસિદ્ધિ મુદારં ॥ જિનવર જયકારં, કર્મ સંક્લેશહારં, ભવજલનિધિતારં, નૌમિ નેમિકુમારમ્ ॥ ૧ ॥ અડજિનવર માતા, સિદ્ધિ સૌધે પ્રયાતા, અડ જિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા ॥ અડજિનવર માતા, પ્રાપ્ત માહેંદ્ર ખ્યાતા ॥ ભવ ભય જિન ત્રાતા, સંતને સિદ્ધિ દાતા ॥ ૨ ॥ રૂષભ જનક જાવે, નાગેસ્વર ભાવ પાવે, ઇશાન સગ કહાવે, શેષ કાંતા સભાવે ॥ પદમાસન સુહાવે, નેમ આદ્યંત પાવે, શેષ

કાઉસ્સગ્ગ ભાવે, સિદ્ધિસૂત્રે પઠાવે ॥ ૩ ॥ વાહન પુ- રૂપ જાણી, કૃષ્ણ વર્ણે પ્રમાણી, ગોમેધને ષટ્ પાણી, સિંહ બેઠી વરાણી ॥ તનુ કનક સમાણી, અંબિકા ચાર પાણી, નેમ ભગતિ ભરાંણિ, વીર વિજયે વખાણી ॥ ૪ ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ મલ્લિનાથ વિના દુઃખ કોણ ગમે એ દેશી ॥

રહો રહો રે યાદવ દો ઘડીયાં ॥૨૦॥ દો ઘડીયાં દો ચાર ઘડીયાં ॥ ૨૦ ॥ શિવા માત મલ્હાર નગીને, કયૂ ચલીએ હમ વિછડીયાં ॥૨૦॥ યાદવ વંશ વિભૂ- ષણ સ્વામી, તુમે આધાર છો અડવડીયાં ॥૨૦॥ ૧ ॥ તો બિન ઓરસે નેહ ન કીનો, ઓર કરનકી આખ- ડીયાં ॥૨૦॥ ઇતને બિચ હમ છોડ ન જઇએ, હોત બુરાઇ લાજડીયાં ॥ ૨૦ ॥ ૨ ॥ પ્રીતમ પ્યારે કેહ કર જાનાં, જે હોત હમ શિર બાંકડિયાં ॥૨૦ ॥ હાથસેં હાથ મિલાદે સાંઇ, ફૂલ બિછાઉં સેજડીયાં ॥૨૦॥૩॥ પ્રેમકે પ્યાલે બહુત મસાલે, પીવત મધુરે સેલડીયાં ॥૨૦॥ સમુદ્રવિજય કુલ તિલક નેમકું, રાજુલ ઝરતી

આંખડીયાં ॥૨૦॥ ૪ ॥ રાજુલ છોર ચલૈ ગિરનારે, નેમ યુગલ કેવલ વરીયા ॥૨૦॥ રાજિમતિ પણ દીક્ષા લીની, ભાવના રંગે રસે ચડીયાં ॥૨૦॥ ૫ ॥ કેવલ લઈ કરી મુગતિ સિધારે, દંપતી મોહન વેલડીયાં ॥ ૨૦ ॥ શ્રી શુભ વીર અચલ ભઇ જોડી, મોહરાય શિર લાકડીયાં ॥ ૨૦ ॥ ૬ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री पार्श्वनाथ चैत्यवंदन ॥

નયરી વાણારસીયે થયા, પ્રાણતથી પરમેશ ॥ યોનિ વ્યાઘ્ર સુહંકરૂ, રાક્ષસ ગણ સુવિશેષ ॥ ૧ ॥ જન્મ વિશાખાયે થયો, પાર્શ્વ પ્રભુ મહારાય ॥ તુલા રાશિ છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય ॥ ૨ ॥ ધવલરૂ પાસે પામીયા એ, ખાયિક દુગ ઉપયોગ ॥૨॥ મુનિ તેત્રીશે શિવ વરયા, વીર અખય સુખ ભોગ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ સુવિધિ સેવા ॥ એ દેશી ॥

પાસ જિણંદા વામા નંદા, જબ ગરભે ફલી ॥ સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મલી ॥ જિન-

વર જાયા સુર હુલરાયા, હુઆ રમણિ પ્રિયે ॥ નેમી રાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીયે ॥ ૧ ॥ વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ ॥ પાસને મલ્લિ ત્રય શત સાથે, બીજા સહસે વ્રતી ॥ ષટ શત સાથે સંયમ ધરતા, વાસુપૂજ્ય જગ ધણી ॥ અનુપમ લીલા જ્ઞાન રસીલા, દેજો મુઝને ઘણી ॥૨॥ જિનમુખ દીઠી વાણી મીઠી, સુરતરૂ વેલડી ॥ દ્રાક્ષ વિહાસે ગઇ વનવાસે, પીલે રસ શેલડી॥ સાકર સેંતી તરણાં લેતી, મુખ પશુ ચાવતી ॥ અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધૂ ગાવતી ॥ ૩ ॥ ગજમુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી ॥ ચાર તે બાંહી કચ્છપ વાહી, કાયા જસ શામલી ॥ ચઉકર પ્રૌઢા નાગારૂઢા, દેવી પદ્માવતી ॥ સોવન કાંતિ પ્રભુ ગુણ ગાતી, વીર ઘરે આવતી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ જિણંદરાય હે ॥ એ દેશી ॥

આજ શંખેશ્વર જિન ભેટીએ, ભેટંતાં ભવદુઃખ નાસે ॥ સાહેબ મોરા રે॥ જયો અશ્વસેન કુલ ચંદ્રમા,

માતા વામા સુત પાસ ॥સા૦॥ આ૦॥૧॥ ભક્તિવત્સલ જન ભયહરૂ, હસતાં હણીયા ષટ્ હાસ્ય ॥સા૦॥ દાનાદિક પાંચને દૂહવ્યા, ફરી નાવે પાસની પાસ ॥સા૦॥ આ૦॥૨॥ કરી કામને કારમી કમકમી, મિથ્યાત્વને ન દીઉં માન ॥સા૦॥ અવિરતિને રતિ નહિ એક ઘડી, અગુણિ અલગું અજ્ઞાન ॥સા૦॥ આ૦ ॥૩॥ નિંદક નિદ્રાને નાસવી, મૃત રાગને રોગ અપાર ॥સા૦॥ એક ધક્કે દ્વેષને ઢોલીયો, એમ નાઠા દોષ અઢાર સા૦ ॥ આ૦॥૪॥ વલી મત્સર મોહ મમત ગયો, અરિહા નિરિહા નિરદોષ ॥સ૦॥ ધરણેંદ્ર કમઠ સુર બિંહુ પરે, તુસ માત્ર નહી તોસ રોષ ॥સા૦॥આ૦ ॥ ૫ ॥ અચરિજ સુણજો એક તેણે સમે, શત્રુને સમકિત હોય ॥ સા૦ ॥ ચંદન પારસ ગુણ અતિ ગણા, અક્ષર થોડે ન કહાય ॥સા૦॥ આ૦ ॥૬॥ જાગરણે દિશા ઉપર ચઢ્યા, ઉજાગરણે વીતરાગ ॥સા૦॥ આલંબન ધરતાં પ્રભુતણું, પ્રભુતા સેવક સૌભાગ્ય ॥ સા૦ ॥ આ૦ ॥ ૭ ॥ ઉપાદાન કારણ કારજ સધે, અસાધારણ કારણ નિત્ય ॥ સા૦ ॥ જો અપેક્ષા કારણ ભવિ લહે, ફલદા કારણ નિમિત્ત ॥સા૦॥ આ૦ ॥ ૮॥ પ્રભુ ત્રાયક સા-

ચકતા ધરી, દાયક નાયક ગંભીર ॥સા૦ ॥ નિજ સેવક જાણી નિવાજીયે, તુમ ચરણે નમે શુભ વીર ॥ સા૦ ॥ આ૦ ॥ ૯ ॥



## ॥ अथ श्री वर्धमान जिन चैत्यवंदन ॥

ઉર્દ્ધલોક દશમા થકી, કુંડપુરે મંડાણ ॥ વૃષભ યોનિ ચઉવીશમા, વર્દ્ધમાન જિન ભાણ ॥ ૧ ॥ ઉત્તરાફાલ્ગુની ઉપન્યા, માનવ ગણ સુખદાય ॥ કન્યા રાશિ છદ્મસ્થમાં, બાર વરસ વહી જાય ॥ ૨ ॥ શાલ વિશાલ તરૂ તલે એ, કેવલનિધિ પ્રકટાય ॥ વીર બિરૂદ ધરવા ભણી, એકાકી શિવ જાય ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

॥ ગોતમ બોલે ગ્રંથ સંભાલી ॥ એ દેશી ॥

વીર જગત્પતિ જન્મજ થાવે, નંદન નિશ્ચિત શિખર રહાવે, આઠ કુમારી ગાવે ॥ અડ ગજદંતા હેઠે વસાવે, રૂચકગિરિથી છત્રીશ આવે, દ્વીપ રૂચક ચઉ ભાવે ॥ છપ્પન દિગકુમરી હુલરાવે, સૂતી કરમ કરી નિજ ઘર પાવે, શક્ર સુઘોષા વજાવે ॥ સિંહનાદ

કરી જ્યોતિષી આવે, ભવન વ્યંતર શંખ પડહે મિ-
લાવે, સુરગિરિ જન્મ મલ્હાવે ॥૨॥ રૂષભ તેર શશિ
સાત કહીજે, શાંતિનાથ ભવ બાર સુણીજે, મુનિસુ-
વ્રત નવ કીજે ॥ નવ નેમીશ્વર નમન કરીજે, પાસ
પ્રભુના દશ સમરીજે, વીર સત્તાવીશ લીજે ॥ અ-
જિતાદિક જિન શેષ રહીજે, ત્રણ્ય ત્રણ્ય ભવ સઘલે
ઠવીજે, ભવ સમકિતથી ગણીજે ॥ જિન નામબંધ
નિકાચિત કીજે, ત્રીજે ભવ તપ ખંતી ધરીજે, જિન-
પદ ઉદયે સીઝે ॥૨॥ આચારાંગ આદે અંગ અગ્યાર,
ઉવવાઇ આદે ઉપાંગ તે બાર, દશ પયન્ના સાર ॥ છ
છેદસૂત્ર વિચિત્ર પ્રકાર, ઉપગારી મુલસૂત્ર તે ચાર,
નંદી અનુયોગદ્વાર ॥ એ પીસ્તાલીશ આગમ સાર,
સુણતાં લહીયે તત્ત્વ ઉદાર, વસ્તુ સ્વભાવ વિચાર ॥
વિષય ભુજંગિની વિષ અપહાર, એ સમો મંત્ર ન કો
સંસાર, વીર શાસન જયકાર ॥ ૩ ॥ નકુલ બીજોરૂ
દોય કર ઝાલી, માતંગ સુર શામ કંતી તેજાલી, વા-
હન ગજ શૂઢાલી ॥ સિંહ ઉપર બેઠી રઢીયાલી, સિ-
દ્ધાયિકા દેવી લટકાલી, હરિતામા ચાર ભુજાલી ॥ પુ-
સ્તક અભયા જિમણે ઝાલી, માતુલિંગને વીણાં ર-

સાલી, વામ ભુજા નહીં ખાલી ॥ શુભ ગુરૂ ગુણ ધ્યાન ઘટાલી, અનુભવ નેહશું દેતી તાલી, વીર વચન ટંકશાલી ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन लिख्यते ॥

( રાગ બંગાલ, )

ત્રિશલાનંદન ચંદન શીત, દર્શન અનુભવ કરીયે નિત્ય ॥ સ્વામી સેવીએ ॥ તુમ દરશનથી અલગા જેહ, વલગ્યા કર્મ પિશાચને છેહ ॥ સ્વામી સેવીયે ॥ ૧ ॥ હું પણ ભમીયો આ સંસાર, દર્શન દીઠા વિણ નિરધાર ॥ સ્વા૦ ॥ અબ તુમ દર્શન દીઠું રત્ન, નિજ ઘરમાં રહી કરશું યત્ન ॥ સ્વા૦ ॥ ૨ ॥ દર્શનથી જો દર્શન થાય, તે આણંદ તો જગત ન માય ॥ સ્વા૦ ॥ ભવ ભ્રમણાદિક દૂરે જાય, ભવ થિતિ ચિત ન અલ્પ કરાય ॥ સ્વા૦ ॥૩॥ તસ લક્ષણ પ્રગટ ગટમાંહિ, વૈશાલિક પ્રભુ તુઠો ઉચ્છાહીં ॥ સ્વા૦ ॥ અમૃત લેશ લહે એકવાર, રોગ નહીં ફરી અંગ મોઝાર ॥ સ્વા૦ ॥ ૪ ॥ દર્શન ફરશન હોવે તાસ, સં-

વેદન દર્શનનો નાશ ॥ સ્વા૦ ॥ પણ જો જાય પલડું પાસ, તો મહ મહકે વાસ બરાસ ॥ સ્વા૦ ॥૫॥ દેવ કુદેવની સેવા કરંત, ન લહ્યું દર્શન શ્રી ભગવંત ॥ સ્વા૦ ॥ એક ચિત્ત નહીં એકની આશ, પગ પગ તે દુનિયાના દાસ ॥સ્વા૦ ॥૬॥ વેશ ખાટ પરે ક્ષીણ કેઇ ઘાટ, તસ મુખ દર્શન દૂરે દાટ ॥ સ્વા૦॥ લોક કહે ધિગ ચિત્ત ઉચ્ચાટ, ઘર ઘર ભટકે તે બારે વાટ ॥સ્વા૦॥ ૭ ॥ તિણવિધ ભટકયો કાલ અનંત, મલિયા કલિયા નહિ અરિહંત ॥ સ્વા૦ ॥ તે દિન દર્શન તો પ્રતિ-પક્ષ, હવે દર્શન ફલશે પ્રત્યક્ષ ॥ સ્વા૦ ॥ ૮ ॥ પ્રીતિ ભક્તિયે ચોલનો રંગ, ગુણ દર્શને મયો રંગ પતંગ ॥ સ્વા૦ ॥ અણમલવે હુવે મન ઉત્કંઠ, મલવે દુઃખ કરે વિરહે ઉલ્લંઠ ॥ સ્વા૦ ॥૯॥ અનુભવ દર્શને બિંહુ દુઃખ નાસ , રતિ દિવસ રહો હઇડા પાસ૦ ॥સ્વા૦॥ ક્ષય ઉપશમ ગુણ ખાયક દાય, ગર્ભવતી પ્રિયા પુત્ર જણાય ॥ સ્વા૦ ॥૧૦॥ રંગ મહોલમાં ઉત્સવ થાય, મોહ કુટુંબ તે રોતું જાય ॥સ્વા૦ ॥ શ્રી શુભ વિજય સુણો જગદીશ, વીર કહે પછે દેજો આશીષ ॥સ્વા૦॥ ॥ ૧૧ ॥ ઇ૦

## ॥ अथ शाश्वता अशाश्वता जिन आराधनार्थं चैत्यवंदन प्रारभ्यते ॥

॥ શ્લોકઃ ॥

ચતુર્વિંશતીહાર્હંતા વંદિતાશ્ચાધુના સંસ્તવિધ્યે ત્રિલોકે વિલોકાઃ ॥ ચતુર્ધાભિધાઃ સદ્ગુણાલંકૃતેભ્યો, નમામિ મુદા શાશ્વતાઽશાશ્વતેભ્યઃ ॥ ૧ ॥ સુધર્માદિકે તાવિષે ચૈત્યમાલા, તથાચ્યાંતિમેનુત્તરેઽર્હદ્વિશાલા ॥ વસુર્વેદનંદર્ષિ ખંદ્વિત્રિકેભ્યો ॥ નમામિ૦ ॥૨॥ ગભસ્ત્યાલયે શીતરશ્મીનિવાસે, ગ્રહે તારકે ચોડુની ચૈત્યગેહાઃ॥ અસંખ્યા જિનેંદ્રા વિતેંદ્રા કૃતેભ્યો ॥ન૦॥ ॥ ૩ ॥ વસુદ્વિકૃતે વ્યંતરેઽસંખ્ય ચૈત્યે, સુરાધા દશાનાં જિનૌકાઃ સ્મૃતાશ્ચ ॥ ગ્રહાંકા મિતાઃ પારગાઃ સંતિ તેભ્યો ॥ ન૦ ॥૪॥ સુરાદ્રૌ નગે નૈષધે નીલવંતે, ગિરૌ કુંડલે રોચકે નાગદંતે ॥ હિમાદ્રૌ ચ વૈતાઢયાગ્રાભ્યાર્ચિતેભ્યો ॥ ન૦ ॥ ૫ ॥ તરૌ શાલ્મલી જંબુ નંદીશ્વરેષુ, વખારે વિચિત્રે ત્રિકૂટે ચ કૂટે ॥ મુકૂટે ક્ષિતોચક્કવાલાંતરેભ્યો ॥ ન૦ ॥ ૬ ॥
સ્થિતે ચિત્રકૂટેબુંદે સિદ્ધક્ષેત્રે, સમેતો જયંતા ચલાડ-

ષ્ટા પદેષુ ॥ કુલાદ્રૌ ચ વિંધ્યાચલે રૌહણેભ્યો ॥ન૦॥ ૭ ॥ વિરાટે અઘાટે કુરૌ મેદપાટે, શ્રિમાલે ચ ભોટે સ્થિતા ચક્કોટે ॥ હૃદે દેવકૂટે દ્રવિડેડતેભ્યો ॥ ન૦ ॥ ૮ ॥ તિલંગે કલિંગે પ્રયાગે ચ બોધે, સુરાષ્ટાંગવંગાઇ ગંગાપગાસુ ॥ જનૈઃકન્યકુબ્જે તમાલેર્ચિતેભ્યો ॥ન॥ ૯ ॥ જલે કૌશલે નાહલે જંગલે વા, સ્થલે પલ્લિદેશે વને સિંહલે વા ॥ નગર્યુજઝનિન્યાદિકા સ્વંતરેભ્યો ॥ ન૦ ॥ ૧૦ ॥ અનેનૈવ સંધ્યાત્વ વંધ્ય ત્રિસંધ્યં, જિનાઃ સંસ્તુવંતિ ચતુર્માસિ વસ્ત્રે ॥ ભવેત્તીર્થયાત્રા ગૃહે તિષ્ઠતેભ્યો ॥ ન૦ ॥ ૧૧ ॥ ઇતિ સાશ્વત સુખ્ય વિભોઃ સ્તવનં, રચિત્તં સુગુણૈઃ પ્રવરં ॥ પરિરંજિત દક્ષ સભા નિકરં, કુરૂતાં શુભ વીર સુખં સખરં ॥૧૨॥ ઇતિ ॥ પંછી જંકિંચિ કહી નમુત્થુણં કહી, અરિહંત ચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ કરી થોય કહેવી ॥



## ॥ अथ थोय जोडो प्रारभ्यते ॥

॥ નંદીસર વર ॥ એ દેશી ॥

નમોઽર્હત્ ॥ રૂષભાનન ચંદ્રાનન જાણો, વારિ-

પેણ શાશ્વત વર્દ્ધમાનો ॥ પૂરવ પશ્ચિમ ઉત્તર ઠાણો, દક્ષિણ પડિમા ભાગ પ્રમાણો ॥ ૧ ॥ લોગસ્સ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. ઉર્ધ્વલોકે જિન-બિંબ ઘણેરાં, ભવનપતિમાં ઘર ઘર દેહેરાં ॥ વ્યંતર જ્યોતિષી ત્રીર્છે અનેરાં, ચારે શાશ્વત નામ ભલેરાં ॥ ૨॥ પુખ્ખર૦ ॥.નો૦ ॥ ભરતાદિક જે ક્ષેત્ર સુહાવે, કાલત્રિકે જે અરિહા આવે ॥ ચાર નામ એ નિશ્ચય થાવેં, અંગ ઉવંગે વાત જણાવે ॥ ૩ ॥ સિદ્ધાણં૦॥ કાઉ૦ ॥ નો૦ ॥ ૧ ॥ નમોઽર્હત્૦ ॥ પંચ કલ્યાણકે હર્ષ અધુરે, નંદીશ્વર દ્વીપે જઇ પુરે ॥ હર્ષ મહોત્સવ કરત અઠાઈ, દેવ દેવી શુભ વીરે વધાઇ ॥ ૪ ॥ પછી બેસી નમુત્થુણં કહી જાવંતિ૦ કહેવી ॥ નમોઽર્હત૦ ॥ કહેવું ॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

॥ રાગ ફાગ ॥ થાવા ગજ્ઝય ॥ એ દેશી ॥

સાસય પડિમા સુંદર, જિનઘર કહેશું તેહ ॥ ચારણ મુનિવર વંદી, ભગવઇ માંહે જેહ ॥ ઉ-ર્ધ્વલોક ચુલસી લખ, સહસ સત્તાણું ત્રેવીશ ॥ સાત-

કોડિ લખ બિહુત્તેર, ભવણે ચૈત્ય ગણીશ ॥ ૧ ॥ જોઇ
વણેસુ અસંખા, કુંડલ રૂચકે ચાર ॥ નંદીસર વર
બાવન, એ સાઠે ચઉ બાર ॥ તિ દુવારાં શેષ જિન-
ઘર, દ્વાર દ્વાર તિહાં દીઠ ॥ મુખમંડપ રંગમંડપ, સ-
ખરો મણિમય પીઠ ॥ ૨ ॥ તસ ઉપર વર થુંભે, ચિં-
હું દિશિ પડિમા ચાર ॥ તદનંતર મણિપીઠ, યુગલ
વરતે સુખકાર ॥ વૃક્ષ અશોક ધ્વરમધ્વજ, વાવ પુ-
ખ્ખરિણી જહાંહી ॥ ભવન ભવન પ્રતિ પડિમા, અ-
ષ્ટોત્તર શત માંહી ॥ ૩ ॥ પંચસયાં ધનુ મોટી, પં-
ડિમા લઘુ સાત હાથ ॥ મણિપીઠે દેવછંદે, સિંહાસનં
બેઠા નાથ ॥ છત્ર ધરે એક ચામર, ધારી પડિમાદોય॥
નાગા ભૂઆ વલી જખ્ખા, કુંડ ધરા દોય દોય. ॥૪ ॥
જોઈસ વ્યંતર કલ્પ, નિવાસી ભવણ નિકાય ॥ ઉપ-
પાતી અભિષેકા, લંકારા વ્યવસાય ॥ સભા સુધર્મા
પંચમી. મંડપ ષટકે જુત્ત ॥ પ્રત્યેક દુવારાં. જિનધર
જિન અદભૂત ॥ ૫ ॥ જોઇસાહિક માંહિ, થુભ પ્રત્યેકે
બાર ॥ પ્રત્યેકે પ્રતિમા નતિ, કરીયે નિત્ય સવાર ॥
શુભ સભાશું ગણતાં, સાસય પડિમા સાઠ ॥ ચેઇઅ
બિંબ મિલતાં, ભવણે અસિ સો પાઠ ॥૬॥ શંત પં-

ચાસ બહુત્તેર, યોજન કહીયે જેહ ॥ લાંબા પહોલાં ઉંચાં, અનુક્રમે ભવિએતેહ ॥ સ્વર્ગ નંદીશ્વર કુંડલ, રૂચકે ભવન પ્રમાણ ॥ તીસ કુલ ગિરિ દશ કુરૂ, મેરૂ-વને અસિઆણ ॥૭॥ અયસી વખારે જિનઘર, ગજ-દંતાયે વીશ ॥ મણુઅ નગે ઇખ્ખુકારે, ચાર ચાર સુ-જગીશ ॥ પૂર્વ વિહિત પરિમાણથી, અર્દ્ધ પ્રમાણે જાણ ॥ તેહથી અર્દ્ધ પ્રમાણે, નાગાદિ પરિમાણ ॥૮॥ તેથી વ્યંતર અરધા, ચાલીશ દિગ્ગજ સાર ॥ અય-સી દ્રહે કંચનગિરિ, દેહરાં એક હજાર ॥ સિત્તેર મ-હાનઇ દીર્ઘ, વૈતાઢયે એકસો સિત્તેર ॥ ત્રણશે અય-સી કુંડે, જિન વચને નહિ ફેર ॥ ૯ ॥ વીશ જમગ પંચ ચૂલા, જિનઘર પડિમા ઘેર ॥ જંબુ પમુહ દશ તરૂએ. અગિયારસે સિતેર ॥ વૃત વૈતાઢયે વીશ કોશ, દીહ અર્દ્ધ વિસ્તાર ॥ ચઉસય ચઉદશ ચાલીશ ઊં-ચપણે અવધાર ॥૧૦॥ નંદીશ્વર વિદિશે સક્રી, શાણ પિયા આઠ આઠ ॥ તસ નયરે ત્રીછે સવિ, ત્રીસ સય ગુણ આઠ ॥ ત્રિભુવન માંહે દેહરાં, સગવન લખ અડ કોડિ ॥ દોયસે બ્યાસી હવે સુણો, બિંબ નમું કર જોડી ॥ ૧૧ ॥ તેરશે નવ્યાશી કોડી, સાઠ લાખ

અસુરાઇ જાણુ ॥ તિગ લખ સહસ એકાણું, ત્રણશે વીશ તીર્છે પ્રમાણ ॥ એકસો બાવન કોડિ, ચોરાણું લાખ સમેત ॥ સહસ ચુંઆલીસ સગ સય, સાઠ વિમાનિક ચૈત્ય ॥ ૧૨ ॥ પન્નરસે દુચત કોડિ, અડત્રન્ન લાખ સુ હોય ॥ છત્રીશ સહસને અયસી, ત્રિભુવન બિંબ કહાય ॥ ચઉમાસી દિન ચિંતિએ, ચતુર ચતુર ભિવ ચિત્ત ॥ જો હોત વિદ્યા લબ્ધિ તો, વીરવિજય નમે નિત્ત ॥ ૧૩ ॥ ઇતિ ॥

પછી બેઠા થકા જયવીયરાય પૂરા કહિયે, ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ કહી શાશ્વતા અશાશ્વતા જિન આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં ! કરેમિ કાઉસ્સગ્ગં અનત્થ ઉસસિએણં કહી કાઉસ્સગ્ગ પુર્ણ ચાર લોગસ્સનો કરી મ્હોટી શાંતિ સાંભળીને પારીને એક લોગસ્સ પ્રકટ કહી, પછી તેર વાર નવકાર ગણીએ. શ્રી સિદ્ધાચલ સિદ્ધિક્ષેત્ર, અષ્ટાપદ આદીશ્વર, પુંડરીક ગણધર ભગવાનને, નમો જિણાણં એ પાઠ તેર વખત કહીયે.

પછી બેસીને જુદાજુદાં પાંચ તીર્થનાં પાંચ સ્તવન કહીયે તે લખીયે છીયે.

## ॥ अथ सिद्धाचल स्तवन ॥

### ॥ શીતલ જિન સહજાનંદી ॥ એ દેશી ॥

વિમલાચલ વિમલા પાણી, શીતલ તરૂ છાયા ઠ-
રાણી ॥ રસ વેધક કંચન ખાણી, કહે ઇંદ્ર સુણો ઇં-
દ્રાણી ॥૧॥ સનેહી સંત એ ગિરિ સેવો, ચઉદ ક્ષેત્રમાં
તીર્થ ન એવો ॥ સ૦ ॥ ષટ્ 'રી' પાલી ઉલ્લસીએ,
છઠ્ઠે અઠ્ઠમે કાયા કસીએ ॥ મોહ મલ્લની સામા ધસી-
એ, વિમલા ચલ વેગે વસીએ ॥ સ૦ ॥ ૨ ॥ અન્ય
સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠે હરીએ,
પાછળ પ્રદક્ષણા ફરીએ, ભવજલધિ હેલાં તરી-
એ ॥ સ૦ ॥૩॥ શિવમંદિર ચઢવા કાજે, સોપાનની
પંતિ બિરાજે ॥ ચઢતાં :સમકિતી છાજે, દૂર ભ-
વિયાં તે લાજે ॥ સ૦ ॥૪॥ પાંડવ પમુહા કેઇ સંતા,
આદીશ્વર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવ ભજંતા,
સિદ્ધાચલ સિદ્ધ અનંતા ॥ સ૦ ॥ ૫ ॥ ષટમાસી
ધ્યાન કરાવે, શુક રાજન રાજ્યને પાવે ॥ બહિ-
રંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥ સ૦ ॥૬॥
પ્રણિધાન ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિ-

કાચો ॥ મોહરાયને લાગે તમાચો, શુભ વીર વિમ-
લગિરિ સાચો ॥ સ૦ ॥ ૭ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री गिरनारजीनुं तीर्थ स्तवन ॥

॥ જાત્રા નવાણું કરીએ વિમલગિરિ ॥ એ દેશી ॥

સહસાવન જઇ વસિએ, ચાલોને સખી સહસા-
વન જઇ વસીએ ॥ ઘરનો ધંધો કબુઅ ન પૂરો, જો
કરીએ અહો નિસિએ ॥ પીયરમાં સુખ ઘડીય ન
દીઠું, ભય કારણ ચઉ દિશિય ॥ ચા૦ ॥ ૧ ॥ નાક
વિહૂણા સયલ કુટુંબી, લજ્જા કિમપિ ન પસિએ ॥
ચા૦ ॥ ભેલાં જમીએ ને નજર ન હીસે, રહેવું ઘોર
તમસીએ ॥ ચા૦ ॥૨॥ પીયર પાછલ છલ કરી મેહે-
લ્યું, સાસરીએ સુખ વસીએ ॥ ચા૦ ॥ સાસુડી ને
ઘર ઘર ભટકે, લોકને ચટકે ડસીએ ॥ ચા૦ ॥ ૩ ॥
કહેતાં સાસુ આવે હાંસુ, ભુંશીએ મુખ લેઇ મશીએ
॥ ચા૦ ॥ કંત અમારો બાલો ભોલો, જાણે ન અસિ
મસિ કસીએ ॥ ચા૦ ॥ ૪ ॥ જૂઠા બોલી કલહણ
શીલા, ઘર ઘર શુની જ્યું ભસીએ ॥ ચા૦ ॥ એ
દુઃખ દેખી હઇડું મૂઝે, દુર્જનથી દૂર ખસીએ ॥ ચા૦

॥ ૫ ॥ રૈવતગિરિનું ધ્યાન ન ધરીયું, કાલ ગયો હુ- સમશીએ ॥ ચા૦ ॥ શ્રી ગિરનારે ત્રણ્ય કલ્યાણક, નેમિ નમન ઉલ્લસીએ ॥ ચા૦ ॥ ૬ ॥ શિવ વરશે ચોવીશ જિનેશ્વર, અનાગત ચઉવીશીએ ॥ ચા૦ ॥ કૈલાશ ઉજયંત રૈવત કહીએ, શરણ ગિરિને ફરસી- એ ॥ ચા૦ ॥ ૭ ॥ ગિરનાર નંદભદ્ર એ નામે, આરે આરે છવ્વિશિએ ॥ ચા૦ ॥ દેખી મહી તલ મહિમા મહોટો, પ્રભુ ગુણ જ્ઞાન વરસિયે ॥ચા૦ ॥૮॥ અનુભવ રંગ વધે તેમ પૂજો, કેશર વસી ઓરશીએ ॥ ચા૦ ॥ ભાવસ્તવ સુત કેવલ પ્રગટે, શ્રી શુભ વીર વિલસીએ ॥ ચા૦ ॥ ૯ ॥ ઇતિ



## ॥ अथ श्री आबुगिरी स्तवन ॥

॥ ચિત્ત ચેત્તો રે ॥ એ દેશી ॥

આદિ જિણેસર પૂજતાં દુઃખ મેટો રે ॥ આબૂ ગઢ દૃઢ ચિત્ત ॥ ભવિક જઇ ભેટો રે ॥ દેલવાડે દે- હરાં નમી ॥ દુઃ ॥ ચાર પરિમિત નિત્ય ॥ ભ૦ ॥૧॥ વીશગજ બલ પદમાવતી ॥ દુઃ૦ ॥ ચક્કેસરી દ્રવ્ય આણ ॥ ભ૦ ॥ શંખ દીયે અંબીસુરી ॥ દુઃ૦ ॥ પંચ

કોશ વહે બાણુ ॥ ભ૦ ॥ ૨ ॥ બાર પાતશાહ જીં-
તીને ॥ દુઃ૦ ॥ વિમલ મંત્રી આલ્હાદ ॥ ભ૦ ॥ દ્રવ્યં
ભરી ધરતી કીયો ॥ દુઃ૦ ॥ ઋષભદેવં પ્રાસાદ ॥ ભ૦
॥ ૩ ॥ બિહુત્તેર અધિકાં આઠશે ॥ દુઃ૦ ॥ બિંબ
પ્રમાણ કહાય ॥ ભ૦ ॥ પન્નરશે કારીગરે ॥ દુઃ૦ ॥
વરસ ત્રિકે તે થાય ॥ ભ૦ ॥ ૪ ॥ દ્રવ્ય અનુંપમ ખ-
રચિયો ॥ દુઃ૦ લાખ ત્રેપન બારકોડી ॥ભ૦॥ સંવૃત
દશ અઠાશીએ ॥ દુઃ૦ ॥ પ્રતિષ્ઠા કરી મનહોડી
॥ ભ૦ ॥ ૫ ॥ દેરાણી જેઠાણીના ગોખડા ॥ દુઃ૦ ॥
લાખ અઢાર પ્રમાણ ॥ ભ૦ ॥ વસ્તુપાલ તેજપાલ-
ની ॥ દુઃ૦ ॥ એ દોય કાંતા જાણ ॥ ભ૦ ॥ ૬ ॥
મૂલ નાયક નેમીસરૂ ॥ દુઃ૦ ॥ ચારશે અડશઠ બિંબ
॥ ભ૦ ॥ ઋષભ ધાતુમય દેહરે ॥ દુઃ૦ ॥ એકસો
પિસ્તાલીશ બિંબ ॥ ભ૦ ॥ ૭ ॥ ચઉમુખ ચૈત્ય જું-
હારી એ ॥ દુઃ૦ ॥ કાઉસ્સગીયા ગુણવંત ॥ ભ૦ ॥
બાણુ મિત્ત તેહમાં કહુ ॥ દુઃ૦ ॥ અગન્યાસી અરિ-
હંત ॥ ભ૦ ॥ ૮॥ અચલગઢે પ્રભુજી ઘણા ॥ દુઃ૦ ॥
જાત્રા કરો હુંશીયાર ॥ ભ૦ ॥ કોડિ તપે ફલ જે લહે
॥ દુઃ૦ તે પ્રભુ ભક્તિ વિચાર ॥ ભ૦ ॥ ૯ ॥ સાલ-

મન નિરાલંબને ॥દુઃ૦॥ પ્રભુ ધ્યાને ભવપાર ॥ભ૦॥ મંગલ લીલા પામીયે ॥ દુઃ૦ ॥ વિરવિજય જયકાર ॥ ભ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥



## ॥ अथ अष्टापद स्तवन ॥

॥ કુંવર ગંભારો નજરે ॥ એ દેશી ॥

ચઉ અઠ દશ દોય વંદીયે જી, વર્તમાન જગદીશ રે ॥ અષ્ટાપદ ગિરિ ઉપરે જી, નમતાં વાધે જગીશ રે ॥ ચ૦ ॥ ૧ ॥ ભરત ભરતપતિ જિન મુખે જી, ઉચ્ચરીયાં વ્રત બાર રે ॥ દર્શન શુદ્ધિને કારણે જી, ચોવીસ પ્રભુનો વિહાર રે ॥ ચ૦ ॥ ૨ ॥ ઉંચપણે કોશ તિગ કહ્યો જી, યોજન એક વિસ્તાર રે ॥ નિજ નિજ માન પ્રમાણ ભરાવીયાજી, બિંબ સ્વપર ઉપગાર રે ॥ ચ૦ ॥ ૩ ॥ અજિતાદિક ચઉદાહિણે જી, પચ્છીમે પડિમાઇ આઠ રે ॥ અનંત આદે દશ ઉત્તરે જી, પૂરવે ઋષભ વીર પાઠ રે ॥ ચ૦ ॥ ૪ ॥ ઋષભ અજિત પૂરવે રહ્યા જી, એ પણ આગમ પાઠ રે ॥ આતમ શકતે કરે જાતરા જી તે ભવ મુક્તિ વરે હણી આઠ રે ॥ ચ૦ ॥ ૫ ॥ દેખો

અચંભો શ્રી સિદ્ધાચલ જી, હુઆ અસંખ્ય ઉદ્ધાર રે ॥ આજ દિને પણ ઇણુ ગિરે જી, ઝગમગ ચૈત્ય ઉદાર રે ॥ ચ૦ ॥ ૬ ॥ રહેશે ઉત્સર્પિણી લગે જી, દેવ મહિમા ગુણ દાખ રે ॥ સિંહનિષદ્યાદિક થિરપણે જી, વસુદેવહિંડની સાખ રે ॥ ચ૦ ॥ ૭ ॥ કેવલી જિન મુખ મેં સુણ્યો જી, ઇણ વિધે પાઠ પઠાય રે ॥ શ્રી શુભ વીર વચન રસે જી, ગાયો ઋષભ શિવ ઠાય રે ॥ ચ૦ ॥ ૮ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री समेत शिखर स्तवन ॥

॥ ભમરા ભૂધર શેં નાઠ્યો ॥ એ દેશી ॥

નામ સુણત શીતલ શ્રવણા, જસ દર્શન શીતલ નયનાં ॥ સ્તવન કરત શીતલ વયણાં રે ॥ ૧ ॥ સમેતશિખર ભેટણ અલજો, મુજ મન બહુ ભવિ સાંભલજો રે ॥ અનુભવ મિત્ર સહિત મલજો રે ॥ સ૦ ૨ ॥ જંબૂદ્વીપ દાહિણ ભરતે, પૂરવ દેશે અનુસરતે, સમેત શિખર તીરથ વરતે રે ॥ સ૦ ॥ ૩ ॥ જસ દર્શન ઘન કર્મ દહે, દિનકર તાપ ગગન વહે, શશી વશી પદ્મ વિનાશ લહે રે ॥ સ૦ ॥ ૪ ॥ અજિતાદિક દશ

શિવ વરીયા, વિમલાદિક નવ ભવ તરિયા, પાર્શ્વ-નાથ એમ વીશ મળીયા રે ॥ સ૦ ॥ ૫ ॥ મુક્તિ વ-સ્યાં પ્રભુ ઇણ ઠામે, વીશે ટુંકે અભિરામે, વીશ જિ-નેશ્વરને નામે રે ॥ સ૦ ॥ ૬ ॥ ઉત્તર દિશ ઐરવતે માંહિ, શ્રી સુપ્રતિષ્ટ ગિરિ જ્યાંહિ, સુચંદ્રાદિક, વીશ ત્યાંહિ રે ॥ સ૦ ॥ ૭ ॥ ઇમ દશ ક્ષેત્રે વીશ લહ્યા, એક એક ગિરિવર સિદ્ધ થયા, તીચ્છોગાલી પયન્ને કહ્યા રે સ૦ ॥ ૮ ॥ રત્નત્રયી જેહથી લહીએ, ભવજલ પાર તે નિરવહિએ, સજ્જન તીરથ તસ કહીયે રે ॥ સ૦ ॥ ૯ ॥ કલ્યાણક એક જિહાં થાય, તે પણ તીરથ કહેવાય, વીશ જિનેશ્વર શિવ જાય રે ॥ સ૦ ॥ ૧૦ ॥ તેણે એ ગિરિવર અભિરામ, મુનિવર કોડિ શિવ ઠામ, શિવ વહૂ ખેલણ આરામ રે ॥ સ૦ ॥ ૧૧ ॥ મુનિવર સૂત્ર અરથ ધારી, વિચરે ગગનલબ્ધિ પ્યારી, દેખી તીરથ પયચારી રે ॥ સ૦ ॥ ૧૨ ॥ સમેતશિખર સુપ્રતિષ્ટ તણી, ઠવણા પૂજન દુઃખ હરણી, ઘેર બેઠાં શિવ નીસરણી રે ॥સ૦॥૧૩॥ દર્શને જસ દર્શન વરીએ, લહી શુભ સુખ દુઃખડાં હરીએ, વીરવિજય શિવમંદિરીયે રે ॥ સ૦ ॥ ૧૪ ॥

ઇતિ શ્રીમત્સંવિજ્ઞ સુજ્ઞ પ્રાજ્ઞ તજ્જ્ઞ તંત્રજ્ઞ તપોં ગણેસ્થિત પંડિત શ્રી ૧૦૮ શ્રી ક્ષમાવિજય ગણિ શિષ્ય યશોવિજયગણિ શિષ્ય પંડિત શ્રી શુભવિજય ગણિ શિષ્યેણ વિરચિતાબ્દ ( ૧૮૬૫ ) આષાઢ શુકલ પ્રતિપાદિ વસ્ત્રે ત્રિક ચાતુર્માસિક દેવવંદનવિધિઃ પરિપૂર્ણતાં પ્રાપ્તઃ ॥



## ॥ अथ श्री पद्मविजयजी विरचित ॥

## ॥ चौमासी देववंदन प्रारंभः ॥

॥ તત્ર પ્રથમ આદિજિન ચૈત્યવંદન ॥

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતં કરં ॥ સુરરાજ સંસ્તુત ચરણ પંકજ નમો આદિજિનેશ્વરં ॥૧॥ વિમલ ગિરિવર શ્રૃંગ મંડન, પ્રવર ગુણ ગણ ભૂધરં ॥ સુર અસુર કિન્નર કોટિ સેવિત ॥ન૦॥ ૨॥ કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહરં ॥ નિર્જરા વલી નમે અહનિશ ॥ન૦॥ ૩॥ પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધિત, કોડિ પણ મુનિ મનહરં ॥ શ્રી વિમલ ગિરિવર શૃંગ સિદ્ધા ॥ ન૦॥૪॥ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવરં ॥

મુગતિ રમણિ વસ્યા રંગે ॥ ન૦ ॥ ૫ ॥ પાતાલ નર સુર લોકમાંહે, વિમલ ગિરિવર તો પરં ॥ નહિ અધિક તીરથ તીર્થપતિ કહે ॥ ન૦ ॥ ૬ ॥ ઇમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ ॥ નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિને પાઇએ ॥ ૭ ॥ જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદ સ્થિત જય કરં ॥ ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિત કરં ॥ ૮ ॥ ઇત્તિ ॥



## ॥ अथ श्री ऋषभ नमस्कार ॥

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય ॥ નાભિરાય કુલ મંડણો, મરૂદેવા માય ॥ ૧ ॥ પાંચશે ધનુષની દેહડી, પ્રભુ પરમ દયાલ ॥ ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ ॥૨॥ વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણમણિ ખાણ ॥ તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચલ ઠાણ ॥ ૩ ॥



## ॥ अथ चार थोयो प्रारभ्यते ॥

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા ॥ મ-

રૂદેવી માયા, ધોરી લંછન પાયા ॥ જગત થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા ॥ કેવલ સિરિરાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥ સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી ॥ દુર્ગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી ॥ શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી ॥ નમીયે નરનારી, જેહ વિશ્વોપકારી ॥ ૨ ॥ સમોસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા ॥ કરે ગણપ પઇઠ્ઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા ॥ દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતા ટાલે રિઠ્ઠા ॥ ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુણ્યે ગરિઠ્ઠા ॥ ૩ ॥ સુર સમકિતવંતા, જેહ ૠદ્ધે મહંતા ॥ જેહ સજ્જન સંતા, ટાલીયે મુજ ચિંતા ॥ જિનવર સેવંતા, વિઘ્ન વારો દુરંતા ॥ જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

॥સોના તે કેરૂં મ્હારૂં બેડલું મારૂજી; વાય બોદાવ॥

॥ એ દેશી ॥

પ્રથમ જિણેસર પ્રણમીયે, જાસ સુગંધી રે કાય ॥ કલ્પવૃક્ષ પરે તાસ, ઇંદ્રાણી નયન જે, ભૃંગપરે લ-

પટાય ॥૧॥ રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આ સ્વાદ ॥ તેહથી પ્રતિહત તેહ, માનું કોઇ નવિ કરે, જગમાં તુમશું રે વાદ ॥ ૨ ॥ વિગર ધોઇ તુજ નિરમલી, કાયા કંચન વાન ॥ નહિં પ્રસ્વેદ લગાર, તારે તું તેહને, જે ધરે તાહરૂં રે ધ્યાન ॥૩॥ રાગ ગયો તુજ મન થકી તેમાં ચિત્ર ન કોઇ ॥ રૂધિર આમિષથી, રાગ ગયો તુજ જનમથી, દૂધ સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત ॥ દેખે ન આહાર નિહાર, ચરમચક્ષુ ધણી, એહવા તુજ અવદાત ॥૫॥ ચાર અતિશય મૂલથી, ઓગણીશ દેવના કીધ ॥ કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ ॥૬॥ જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે જિન અંગ ॥ પદ્મવિજય કહે એહ સમય, પ્રભુ પાલજો, જિમ થાઊં અખય અભંગ ॥૭॥ ઇતિ ॥



## ॥ अथ श्री अजीतनाथ चैत्यवंदन ॥

અજિતનાથ પ્રભુ અવતરયો, વિનિતાનો સ્વામી ॥ જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી ॥૧॥

બહોતેર લાખ પૂરવ તણું, પાલ્યું જિણે આય ॥ ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુર રાય ॥ સાડાચ્યારશેં ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ ॥ પાદ પદ્મ તસ પ્રણમીયે, જિમ લહીયે શિવ ગેહ ॥ ૧ ॥



## ॥ अथ थोय प्रारम्यते ॥

વિજયા સુત વંદો, તેજથી જ્યું દિણંદો, શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરિંદો ॥ મુખ જિમ અરવિંદો, જાસ સેવે સુરીંદો, લહો પરમાણંદો, સેવતા સુખ કંદો ॥ ૧ ॥



## ॥ अथ श्री संभवनाथ चैत्यवंदन ॥

સાવત્થી નયરી ધણી. શ્રી સંભવનાથ ॥ જિતારી નૃપ નંદનો, ચલવે શિવ સાથ ॥ સેનાં નંદન ચંદને, પૂજો નવ અંગે ॥ ચારશે ધનુષનું દેહ માન, પ્રણમો મન રંગે ॥ સાઠ લાખ પૂરવ તણું એ. જિનવર ઉત્તમ આય ॥ તુરગ લંછન પદ પદ્મને, નમતાં શિવ સુખ થાય ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारम्यते ॥

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા, ષટ્ જીઉના ત્રાતા, આપતા સુખશાતા ॥ માતાને ભ્રાતા, કેવલજ્ઞાન જ્ઞાતા, દુઃખ દોહગ ત્રાતા, જાસ નામે પલાતા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अभिनंदन चैत्यवंदन ॥

નંદન સંવર રાયનો, ચોથા અભિનંદન ॥ કપિ લંછન વંદન કરો, ભવ દુખ નિકંદન ॥૧॥ સિદ્ધારથ જસ માવડી, સિદ્ધારથ જિન રાય ॥ સાડાત્રણશે ધનુષમાન, સુંદર જસ કાય ॥ ૨ ॥ વિનિતા વાસી વંદીયેં એ, આયુ લખ પંચાસ ॥ પૂરવ તસ પદ પદ્મને, નમતાં શિવપુર વાસ ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारम्यते ॥

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો, થયો હીરો જાચો, મોહને દેઇ તમાચો ॥ પ્રભુ ગુણ ગણ માચો, એહને ધ્યાને રાચો, જિનપદ સુખ સાચો. ભવ્ય પ્રાણી નિકાચો ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुमतिनाथ चैत्यवंदन. ॥

સુમતિનાથ સુહંકરૂ, કોસલા જસ નયરી ॥ મેઘરાય મંગલા તણો, નંદન જિતવયરી ॥ ૧ ॥ ક્રૌંચ લંછન જિનરાજિયો, ત્રણશે ધનુષની દેહ ॥ ચાલીશ લાખ પૂરવતણું, આયુ અતિ ગુણગેહ ॥ ૨ ॥ સુમતિ ગુણે કરી જે ભરયો એ, તરયો સંસાર અગાધ ॥ તસ પદ પદ્મ સેવા થકી, લહો સુખ અવ્યાબાધ ॥૩॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુમતિ સુમતિ દાયી, મંગલા જાસ માઇ, મેરૂને રાઈ, ઓર એહને તુલાઇ ॥ ક્ષય કીધા ઘાઈ, કેવલજ્ઞાન પાઇ, ન ઊણિમ કાંઇ, સેવિયે તે સદાઈ ॥૪॥ ઇતિ.

## ॥ अथ श्री पद्मप्रभ चैत्यवंदन ॥

કોસંબીપુર રાજીયો, ધર નરપતિ રાય ॥ પદ્મપ્રભ પ્રભુતામયી, સુસિમા જસ માય ॥૧॥ ત્રીશ લાખ પૂરવ તણું, જિન આયુ પાલી ॥ ધનુષ અઢીશે દેહડી,

સંવિ કર્મને ટાલી ॥ ૨ ॥ પદ્મ લંછન પરમેશ્વરૂ એ, જિનપદ પદ્મની સેવ ॥ પદ્મવિજય કહે કીજિએ, ભવિજન સહું નિત મેવ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

અઢીશે ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા, સુસિમા જસ માયા, શુક્લ જે ધ્યાન ધ્યાયા ॥ કેવલ વર પાયા, ચામરાદિ ધરાયા, સેવે સુર રાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री सुपासजिन चैत्यवंदन. ॥

શ્રી સુપાસ જિણંદ પાસ, ટાલ્યો ભવ કેરો ॥ પૃથિવી માત ઉરે જયો, તે નાથ હમેરો ॥ ૧ ॥ પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, વાણારસી રાય ॥ વીશ લાખ પૂરવ તણું, પ્રભુજીનું આય ॥ ૨ ॥ ધનુષ બશે જિન દેહડી, સ્વસ્તિક લંછન સાર ॥ પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુપાસ જિન વાણી, સાંભલે જેહ પ્રાણી, હૃદયેં પહુચાણી, તે તસ્યા ભવ્ય પ્રાણી ॥ પાંત્રીશં ગુણખાણી, સૂત્રમાં જે ગુંથાણી, ષટ્ દ્રવ્યશું જાણી, કર્મ પીલે જ્યું ઘાણી.॥ ૧ ॥ ઇતિ



## ॥ अथ श्री चंद्रप्रभ चैत्यवंदन ॥

લક્ષમણા માતા જનમીયો, મહસેન જસ તાય ॥ ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય ॥ ૧ ॥ દશ લખ પૂરવ આઉખું, દોઢશો ધનુષની દેહ ॥ સુર નૃરપતિ સેવા કરે, ધરતા અતિસ સનેહ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ જિન આઠમા એ, ઉત્તમ પદ દાતાર ॥ પદ્મવિજય કહે પ્રણમીયે, મુજ પ્રભુ પાર ઉતાર ॥ ૩ ॥



## ॥ अथ थोय पारभ्यते ॥

સેવે સુર વૃંદા, જાસ ચરણારવિંદા, અંઠમ જિન ચંદા, ચંદ વર્ણે સોહંદા ॥ મહસેન નૃપનંદા, કાપતા દુઃખ દંદા ॥ લંછન મિષ ચંદા, પાય માનું સેવિંદા ॥ ૧ ॥

## ॥ अथ श्री सुविधिनाथ चैत्यवंदन ॥

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત ॥ મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત ॥૧॥ આયુ બે લાખ પૂરવ તણું, શત ધનુષની કાય ॥ કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય ॥ ૨ ॥ ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તેણે સુવિધિ જિન નામ ॥ નમતાં તસ પદ પદ્મને, લહીયે શાશ્વત ધામ ॥ ૩ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

નરદેવ ભાવદેવો, જેહની સારે સેવો, જેહ દેવાધિદેવો, સાર જગમાં જ્યું મેવો ॥ જોતાં જગ એહવો, દેવ દીઠો ન તેહવો, સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવો ॥ ૧ ॥ ઇતિ. ॥



## ॥ अथ श्री शी[illegible]नाथ चैत्यवंदन ॥

[illegible] નંદ દૃઢરથ નંદનો, [illegible]ીતલ શીતલનાથ ॥ રાજા ભદ્દિલપુર તણો, ચલવે [illegible] [illegible]વ સાથ ॥ ૧ ॥ લાખ પૂરવનું આઉખું, નેવુ ધનુષ પ્રમાણ ॥ કાયા માયા

ટાલીને, લહ્યા પંચમ નાણુ ॥ ૨ ॥ શ્રીવત્સ લંછનં સુંદરૂ એ, પદ પદ્મે રહે જાસ ॥ તે જિનની સેવા થકી, લહીયે લીલ વિલાસ ॥ ૩ ॥ ઇતિ.



## ॥ अथ थोय प्रारंभ ॥

શીતલ જિન સ્વામી, પુણ્યથી સેવ પામી, પ્રભુ આતમરામી, સર્વ પરભાવ વામી ॥ જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી, ભવિ શિવસુખ કામી, પ્રણમીયે શીશ નામી ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री श्रेयांसनाथ चैत्यवंदन ॥

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય ॥ વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય ॥ ૧ ॥ વરસ ચોરાશી લાખનું, પાલ્યું જેણે આય ॥ ખડગી લંછન પદકજે, સિંહપુરીનો રાય ॥ ૨ ॥ રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન ॥ પામ્યા તસ પદ પદ્મને, નમતાં અવિચલ થાન ॥ ૩ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारंभ ॥

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત, પ્રભુના અવદાત, તીન ભુવને વિખ્યાત ॥ સુરપતિ સંઘાત, જસ નિકટ આયાત, કરી કર્મનો ઘાત, પામીયા મોક્ષ સાત ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री वासुपूज्य जिन चैत्यवंदन ॥

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ ॥ વાસુપૂજ્ય કુલ ચંદ્રમા, માતા જયા નામ ॥ ૧ ॥ મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ ॥ કાયા આયુ વરસ વલી, બહોત્તેર લાખ વખાણ ॥૨॥ સંઘ ચતુર્વિધ થાપીને એ, જિન ઉત્તમ મહારાય ॥ તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય ॥ ૩ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી ॥ ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી ॥ તાર્યાં નર નારી, દુઃખ દોહગ હારી ॥ વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री विमलनाथ चैत्यवंदन ॥

કંપિલપુર વિમલ પ્રભુ, શ્યામા માત મલ્હાર ॥ કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમીયો દિનકાર ॥ ૧ ॥ લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય ॥ સાઠ લાખ વરસા તણું, આયુ સુખદાય ॥ ૨ ॥ વિમલ વિમલ પોતે થયા એ, સેવક વિમલ કરેહ ॥ તુજ પદ પદ્મ વિમલ પ્રત્યે, સેવું, ધરી સસનેહ ॥ ૩ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

વિમલ જિન જુહારો, પાપ સંતાપ વારો ॥ શ્યાંમાંબ મલ્હારો, વિશ્વ કીર્તિ વિફારો ॥ યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો ॥ ગુણગણ આધારો, પુણ્યના એ પ્રકારો ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अनंतनाथ चैत्यवंदन ॥

અનંત અનંત ગુણ આગરૂ, અયોધ્યા વાસી ॥ સિંહસેન નૃપ નંદનો, થયાં પાપ નિકાસી ॥ ૧ ॥ સુજસા માતા જનમીયો, ત્રીશ લાખ ઉદાર ॥ વરસ

આઉખું પાળીયું, જિનવર જયકાર ॥ ૨ ॥ લંછન સીંચાણા તણું એ, કાયા ધનુષ પંચાસ ॥ જિનપદ પદ્મ નમ્યાં થકી, લહિયે સહજ વિલાસ ॥ ૩ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અનંત અનંતનાણી, જાસ મહિમા ગવાણી ॥ સુરનર તિરિ પ્રાણી, સાંભલે જાસ વાણી ॥ એક વચન સમજાણી, જેહ સ્યાદ્વાદ જાણી ॥ તસ્યા તે ગુણ ખાણી, પામિયા સિદ્ધિ રાણી ॥૧॥ ઇતિ ॥

## ॥ अथ श्री वर्धमान चैत्यवंदन ॥

ભાનુ નંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત ॥ વજ્ર લંછન વજી નમે, ત્રણ ભુવન વિખ્યાત ॥૧॥ દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ ॥ રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીશ ॥૨॥ ધર્મ મારગ જિનવર કહી એ, ઉત્તમ જન આધાર ॥ તેણે તુજ પાદ પદ્મ તણી, સેવા કરૂં નિરધાર ॥૩॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ. તોરી ॥ કેવલ. શ્રી જોરી, જેહ ચોરે ન ચોરી ॥ દર્શની મદછોરી, જાય ભાગા સટોરી ॥ નમે સુર નર કોરી, તે વરે સિદ્ધિ ગોરી ॥ ૧ ॥ ઇતિ.॥



## ॥ अथ श्री शांतिजिन चैत्यवंदन ॥

શાંતિ જિનેસર સોલમા, અચિરા સુત વંદો ॥ વિશ્વસેન કુલ.નભ મણિ, ભવિજન સુખ કંદો ॥૧॥ મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ ॥હ. ત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ॥૨॥ ચાલીશ ધનુષની દેહડી એ, સમ ચઉરસ .સંડાણ ॥ વદન પદ્મ જ્યું ચંદલો. દીઠે પરમ કલ્યાણ ॥૩॥ઇતિ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ, ટાલે ભવ ભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ ॥ દ્રવ્ય ભાવ અરિ પાંતિ, તાસ કરતા નિકાંતિ, ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ ॥૧॥ દોય જિનવર નીલા, દોય ધોલા

સુશીલા, દોય રક્ત રંગીલા, કાઢતા કર્મ કીલા ॥ ન કરે કોઇ હીલા, દોય શ્યામ સલીલા ॥ સોલ સ્વામી જી પીલા; આપજો મોક્ષ લીલા ॥૨॥ જિનવરની વાણી, મોહવલ્લી કૃપાણી, સૂત્રે દેવાણી, સાધુને યોગ્ય જાણી ॥ અરથે ગુંથાણી, દેવ મનુષ્ય પ્રાણી ॥ પ્રણમો હિત આણી, મોક્ષની એ નિશાણી ॥ ૩ ॥ વાઘેસરી દેવી, હર્ષ હિયડે ધરેવી, જિનવર પય સેવી, સાર શ્રદ્ધા વરેવી ॥ જે નિત્ય સમરેવી, દુઃખ તેહનાં હરેવી, પદ્મવિજય કહેવી, ભવ્ય સંતાપ ખેવી ॥૪॥ ઇતિ ॥



## ॥ अथ श्री शांतिनाथ जिन स्तवन ॥

॥ ગરબો કોણેને કોરાવ્યો કે નંદજીના લાલ રે ॥
॥ ॥ એ દેશી ॥

સોલમા શાંતિ જિનેસર દેવ કે, અચિરાના નંદરે ॥ જેહની સારે સુરપતિ સેવકે ॥અ૦ ॥ તિરિ નર સુર સહુ સમુદાયકે ॥અ૦ ॥ એક યોજન માંહે સમાય કે ॥અ૦ ॥૨॥ તેહને પ્રભુજીની વાણી કે ॥ અ૦ ॥ પરિણમે સમજે ભવિ પ્રાણી કે ॥ અ૦ ॥ સહુ જીવના સંશય ભાંજે કે ॥અ૦॥ પ્રભુ મેઘધ્વનિ એમ ગાજે કે

॥અ૦॥ ૨ ॥ જેહને જોયણ સવાસો માન કે ॥અ૦॥ જે પૂર્વના રોગ તેણે થાન કે ॥અ૦॥ સવિ નાશ થાયે નવા નાવે કે ॥ અ૦ ॥ ષટ માસ પ્રભુ પરભાવે કે ॥અ૦॥ ૩ ॥ જિહાં જિનજી વિચરે રંગ કે ॥ અ૦ ॥ નવિ મુષક શલભ પતંગ કે ॥ અ૦॥ નવિ કોઇને ઘચર વિરોધકે ॥ અં૦ ॥ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ રોધકે ॥ ॥અ૦ ॥ ૪ ॥ નિજ પરચક્રનો ભય નાસે કે ॥ અ૦॥ વલી મરકી નાવે પાસે કે ॥ અ૦ ॥ પ્રભુ વિચરે તિંહાં ન દુકાલ કે ॥ અ૦ ॥ જાયે ઉપદ્રવ સવિ તતકાલકે ॥ અ૦ ॥ ૫ ॥ જસ મસ્તક પૂંઠે રાજે કે ॥ અ૦ ॥ ભામંડલ રવિપરે છાજે કે ॥અ૦॥ કર્મક્ષયથી અંતિશય અગીયાર કે ॥ અ૦ ॥ માનું યોગ્ય સામ્રાજ્ય પરિવાર કે ॥ અ૦ ॥૬॥ કબ દેખું ભાવ એ ભાવે કે ॥ ॥અ૦॥ એમ હોંશ ઘણી ચિત્ત આવે કે ॥ અ૦॥ શ્રી જિન ઉત્તમ પરભાવે કે ॥ અ૦ ॥ કહે પદ્મવિજય બની આવે કે ॥ અ૦॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री कुंथुनाथ चैत्यवंदन प्रारंभः ॥

કુંથુનાથ કામિત દીયે, ગજપુરનો રાય ॥ સિરિ

માતા ઉરે અવતરયો, શૂર નરપતિ તાય ॥૧॥ કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ ॥ કેવલ જ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ ॥૨॥ સહસ પંચાણું વરસનું એ, પાલી ઉત્તમ આય॥ પદ્મ વિજય કહે પ્રણમીયે, ભાવે શ્રી જિનરાય ॥ ૩ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

કુંથુ જિન નાથ, જે કરે છે સનાથ, તારે ભવપાથ, જે ગ્રહી ભવ્ય હાથ ॥ એહનો તજે સાથ, બાવલે દીયે બાથ ॥ તુરે સુર નર સાથ, જે સુણે એક ગાથ ॥

---

## ॥ अथ श्री अरनाथ चैत्यवंदन ॥

નાગપુરે અર જિનવરૂ, સુદર્શન નૃપ નંદ ॥ દેવી માતા જનમીયો, ભવિ જન સુખકંદ ॥ ૧ ॥ લંછન નંદા વર્ત્તનું, કાયા ધનુષહ ત્રીશ ॥ સહસ ચોરાશી વરસનું, આય જાસ જગીશ ॥૨॥ અરૂજ અજર અજ જિનવરૂ એ, પામ્યા ઉત્તમ ઠાણ ॥ તસ પદ પદ્મ આલંબતાં, લહીયે પદ નિરવાણ ॥૩॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અર જિનવર રાયા, જેહની દેવી માયા, સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા ॥ નંદાવર્ત્ત પાયા, દેશના શુદ્ધ દાયા, સમવસરણ વિરચાયા, ઇંદઇંદ્રાણી ગાયા.

---

## ॥ અથ श्री मल्लीनाथ चैत्यवंदन ॥

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથુલા નયરી ॥ પ્રભાવતી જસ માવડી, ટાલે કર્મ વયરી ॥ ૧ ॥ તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચવીશની કાય ॥ લંછન કલશ મંગલકરૂ, નિર્મમ નિરમાય ॥ ૨ ॥ વરસ પંચાવન સહંસનું એ, જિનવર ઉત્તમ આય ॥ પદ્મવિજય કહે તેહને, નમતાં શિવસુખ થાય ॥ ૩ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

મલ્લિજિન નમીયે, પુરવલાં પાપ ગમીયે, ઇંદ્રિય ગણ દમિયે, આણ જિનની ન ક્રમીયે ॥ ભવમા નવિ ભમીયે, સર્વ પરભાવ વમીયે, નિજ ગુણમાં રમીયે, કર્મ મલ સર્વ ધમીયે ॥૧॥ ઇતિ ॥

## ॥ अथ श्री मुनिसुव्रत चैत्यवंदन ॥

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લંછન ॥ પદ્મા માતા જેહની, સુમિત્ર નૃપ નંદન ॥૧॥ રાજગૃહી નગરી ધણી, વીશ ધનુષ શરીર ॥ કર્મનિકાચિત રેણુ વ્રજ, ઉદ્દામ સમીર ॥ ૨ ॥ ત્રીશ હજાર વરસતણું એ, પાલી આયુ ઉદાર ॥ પદ્મવિજય કહે શિવ લહ્યા, શાશ્વત સુખ નિરધાર ॥૩॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

મુનિસુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે ॥ સવિ સંપત્તિ પામે, સ્વર્ગનાં સુખ જામે ॥ દુર્ગતિ દુઃખ વામે, નવિ પડે મોહ ભામે ॥ સવિ કર્મ વિરામે, જઇ વસે સિદ્ધિ ધામે ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री नमिनाथ चैत्यवंदन ॥

---

મિથિલા નયરી રાજીયો, વપ્રા સુત સાચો ॥ જયરાય સુત છોડીને, અવરા મત માચો ॥૧॥ નીલકમલ લંછન ભલું, પન્નર ધનુષની દેહ ॥ નમિ જિન-

वरनुं सोहतुं, गुण गण मणि गेह ॥२॥ दश हजारं वरस तणुं ए, पाल्युं परगट आय ॥ पद्मविजय क-हे पुण्यथी, नमिये ते जिनराय ॥ ३ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते: ॥

नमिये नमि नेह, पुण्य थाये ज्युं देह ॥ अंघ समुदय जेह, ते रहे नाही रेह ॥ लहे केवल तेह, से-वना कार्य एह ॥ लहे शिवपुर गेह, कर्मनो आणी छेह ॥ १ ॥

---

## ॥ अथ श्री नेमिनाथ चैत्यवंदन ॥

नेमिनाथ बावीशमा, शिवादेवीमायं ॥ समुद्र विजय पृथिवीपति, जे प्रभुना ताय ॥१॥ दशध वनुं षनी देहडी, आयु वरस हजार ॥ शंख लंछनधर स्वामीजी, तजी राजुल नार ॥ २ ॥ सौरीपुरं नयरी भली ए, ब्रह्मचारी भगवान ॥ जिन उत्तम पद पद्मने, नमतां अविचल नाथ ॥३॥

---

## ॥ अथ थोय चार प्रारभ्यते ॥

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી ॥ તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી ॥ પશુઆં ઉગારી, હૂઆ ચારિત્રધારી ॥ કેવલશ્રી સારી, પામીયા ઘાતી વારી ॥૧॥ ત્રણ જ્ઞાન સંયુત્તા, માતની કૂખે હૂંતા ॥ જનમે સુરહૂંતા, આવી સેવા કરંતા ॥ અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા ॥ મહિયલ વિચરતા, કેવલશ્રી વરંતા ॥૨॥ સવિ સુર વર આવે, ભાવના ચિત્ત લાવે ॥ ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે ॥ સિંહાસન ઠાવે, સ્વામિના ગુણ ગાવે ॥ તિહાં જિનવર આવે, તત્ત્વ વાણી સુણાવે ॥૩॥ શાસન સુરી સારી, અંબિકા નામ ધારી ॥ જે સમકિતિ નર નારી, પાપ સંતાપ વારી ॥ પ્રભુ સેવા કારી, જાપ જપીએ સવારી, સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી ॥૪॥ ઈતિ॥

---

## ॥ अथ श्री नेमिनाथ जिन स्तवन ॥

આવો જમાઈ પ્રાહુણા, જયવંતા જી ॥ એ દેશી ॥

નિરખો નેમિ જિણંદને, અરિહંતા જી ॥ રાજીમતિ કર્યો ત્યાગ, ભગવંતા જી ॥ બ્રહ્મચારી સંયમ

ગ્રહ્યો ॥અ૦ ॥ અનુક્રમે થયા વીતરાગ ॥ ભ૦ ॥ ૧ ॥ ચામર ચક્ર સિંહાસન ॥અ૦॥ પાદપીઠ સંયુક્ત ॥ભ૦॥ છત્ર ચાલે આકાશમાં ॥અ૦॥ દેવદુંદુભિ વરં ઉત્ત ॥ ભ૦॥ ૨॥ સહસ જોયણ ધ્વજ સોહતો ॥ અ૦ ॥ પ્રભુ આગલ ચાલંત ॥ભ૦॥ કનક કમલ નવ ઉપરે ॥અ૦॥ વિચરે પાય ઠવંત ॥ભ૦॥૩॥ ચાર મુખે દીયે દેશના ॥અ૦॥ ત્રણ ગઢ ઝાકઝમાલ ॥ભ૦॥ કેશ રોમ શ્મશ્રુ નખા ॥અ૦॥ વાધે નહીં કોઈ કાલ ॥ભ૦॥૪ ॥ કાંટા પણ ઊંધા હોય ॥અ૦॥ પંચવિષય અનુકૂલ ॥ભ૦॥ ષટ્ઋતુ સમકાલે ફલે ॥ અ૦ ॥ વાયુ નહીં પ્રતિકૂલ ॥ ભ૦ ॥૫॥ પાણી સુગંધ સુર કુસુમની ॥ અ૦ ॥ વૃષ્ટિ હોય સુરસાલ ॥ભ૦॥ પંખી દીયે સુપ્રદક્ષિણા ॥અ૦॥ વૃક્ષ નમે અસરાલ ॥ ભ૦॥૬॥ જિન ઉત્તમ પદ પદ્મની ॥ અ૦ ॥ સેવ કરે સુર કોડી ॥ભ૦॥ ચાર નિકાયના જઘન્યથી ॥ અ૦ ॥ ચૈત્યવૃક્ષ તેમ જોડી ॥ભ૦॥ ૭ ॥ ઇતિ ॥

---

## ॥ अथ पार्श्वजिन चैत्यवंदन प्रारंभ ॥

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાશ ॥

વામા માતા જનમીયો, અહિ લંછન જાસ ॥૧॥ અશ્વ સેન સુત સુખકરૂ, નવ હાથની કાયા ॥ કાશી દેશ વાણારશી. પુણ્યે પ્રભુ આયા ॥૨॥ એકસો વરસનું આઉખુ એ, પાલી પાસ કુમાર ॥પદ્મ કહે મુક્તે ગયા, નમતાં સુખ નિરધાર ॥૩॥ ઇતિ॥

---

## ॥ अथ चार थोयो प्रारभ्यते ॥

॥ શ્રી પાસ જિણંદા, મુખ પૂનમ ચંદા ॥ પદ યુગ અરવિંદા, સેવે ચોશઠ ઇંદા ॥ લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા ॥ સેવે ગુણી વૃંદા, જેહથી સુખ કંદા ॥૧॥ જનમથી વર ચાર, કર્મ નાસે ઇગ્યાર ॥ ઓગણીશ નિરધાર, દેવ કીધા ઉદાર ॥ સવિ ચોત્રીશ ધાર, પુણ્યના એ પ્રકાર ॥ નમિયે નર નાર, જેમ સંસાર પારં ॥૨॥ એકાદશ અંગા, તેમ બારે ઉવંગા ॥ ષટ્ છેદ સુચંગા, મૂલ ચારે સુરંગા ॥ દશ પઇન્ન સુસંગા, સાંભલો થઈ એકંગા ॥ અનુયોગ બહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા ॥૩॥ પાસે યક્ષ પાસો, નિત્ય કરતો નિવાસો॥ અડતાલીશ જાસો, સહસ પરિવાર ખાસો॥ સહુએ પ્રભુ દાસો, માગતા મોક્ષ વાસો ॥ કહે પદ્મ

નિકાસો, વિઘ્નના વૃંદ પાસો ॥ ૪ ॥ ઇતિ ॥



## ॥ अथ पार्श्वजिन स्तवनं ॥

॥ માહરા પાસજી રે લો ॥ એ દેશી ॥

જિનજી ત્રેવીશમો જિન પાસ, આશ મુજ પૂરે-વે રે લો ॥ મહારા નાથજી રે લો ॥ જિ૦ ॥ ઇહ ભ-વ પરભવ દુઃખ, દોહગ સવિ ચૂરવે રે લો ॥ મા૦ ॥ ॥ જિ૦ ॥ આઠ પ્રાતિહાર્યશું, જગમાં તું જયો રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ તાહરા વૃક્ષ અશોકથી, શોક દૂરે ગયો રે લો ॥ મા૦ ॥ ૧ ॥ જિ૦ ॥ જાનુ પ્રમાણ ગીર્વાણ, કુસુમ વૃષ્ટિ કરે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ દિવ્યધ્વનિ સુર પૂરે કે, વાંસળીયે સ્વરે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ ચામર કેરી હાર ચલંતી, એમ કહે રે લો ॥ મા ॥ જિ૦ ॥ જે નમે અમ પરે તે ભવિ, ઉર્ધ્વગતિ લહે રે લો ॥ મા૦ ॥ ૨ ॥ જિ૦ ॥ પાદ પીઠ સિંહા-સન, વ્યંતર વિરચિયે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ તિહાં બેસી જિનરાજ, ભવિક દેશના દિયે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ ભામંડલ શિર પૂંઠે, સૂર્ય પરે તપે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ નિરખી હરખે જેહ, તેહનાં પાતક

ખપે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ દેવદુંદુભિનો નાદ, ગંભિર ગાજે ઘણો રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ ત્રણ છત્ર કહે તુજ કે, ત્રિભુવન પતિપણો રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ એ ઠકુરાઇ તુઝ કે, બીજે નવિ ઘટે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ રાગી દ્વેષી દેવ કે, તે ભવમાં અટે રે લો ॥ મા૦ ॥ ૪ ॥ જિ૦ પૂજક નિંદક હોય કે, તાહરે સમપણે રે લો ॥ મા૦ જિ૦ ॥ કમઠ ધરણપતિ ઉપરે, સમચિત્ત ગણે રે લો ॥ મા૦ ॥ જિ૦ ॥ પણ ઉત્તમ તુજ પાદ, પદ્મ સેવા કરે રે લો ॥મા૦॥જિ૦॥ તેહ સ્વભાવે ભવ્ય કે, ભવસાયર તરે રે લો ॥ મા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री वर्द्धमान स्वामि चैत्यवंदन ॥

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિશલાનો જાયો ॥ ખત્રિકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો ॥ ૧ ॥ મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા ॥ બહોત્તેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાયા ॥૨॥ ખિમાવિજય જિનરાયના એ, ઉત્તમ ગુણ અવદાત ॥ સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત ॥ ૩ ॥

## ॥ अथ थोय जोडो प्रारभ्यते ॥

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થ નંદા ॥ લંછન મૃગેંદા, જાસ પાયે સોહંદા ॥ સુર નર વર ઇંદા, નિત્ય સેવા કરંદા, ટાલે ભવ ફંદા, સુખ આપે અમંદા ॥૧॥ અડ જિનવર માતા, મોક્ષમાં સુખ શાતા ॥ અડ જિનની ખ્યાતા, સ્વર્ગ ત્રીજે આખ્યાતા ॥ અડ જિનપ જનેતા, નાક માહેંદ્ર યાતા. સવિ જિનવર નેતા, શાશ્વતાં સુખ દેતા ॥૨॥ મલ્લી નેમિ પાસ, આદિ અઠ્ઠમ ખાસ ॥ કરી એક ઉપવાસ, વાસુપૂજ્ય સુવાસ ॥ શેષ છઠ્ઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ ॥ કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાશ ॥૩॥ જિનવર જગદીશ, જાસ મ્હોટી જગીશ. નહિં રાગ ને રીશ, નામીયે તાસ શીશ ॥ માતંગ સુર ઇશ, સેવતો રાતિ દીસ, ગુરૂ ઉત્તમ અધીશ, પદ્મ ભાંખે સુશીશ ॥૪॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

॥ ગેબર સાગરી પાલ, ઉભી દોય નાગરી મારા લાલ ॥
॥ એ દેશી ॥

શાસન નાયક શિવસુખ, દાયક જિનપતિ ॥ મારા

લાલ ॥ પાયક જાસ સુરાસુર, ચરણે નરપતિ ॥
મા૦॥ સાયક કંદર્પ કેરાં, જેણે નવિ ચિત્ત ધર્યાં ॥
મા૦ ॥ ઢાયક પાતક વૃંદ, ચરણ અંગી કર્યાં ॥
॥ મા૦ ॥ ૧ ॥ ખાયક ભાવે કેવલ, જ્ઞાનદર્શન ધરે
॥મા૦॥ જ્ઞાયક લોકાલોકના, ભાવ શું વિસ્તરે॥મા૦॥
ઘાયક ઘાતિકર્મ, મર્મની આપદા ॥ મા૦ ॥ લાયક
અતિશય પ્રાતિ, હાર્યની સંપદા ॥ મા૦ ॥ ૨ ॥ દા-
રક પટ્ક થયાં તુજ, આતમ તત્વમાં ॥ મા૦ ॥ ધા-
રક ગુણ સમુદાય, સયલ એકત્વમાં ॥ મા૦ ॥ નારક
નર તિરિ દેવ, ભ્રમણથી હું થયો ॥ મા૦ ॥ કારક
જેહ વિભાવ, તેણે વિપરિત ભયો ॥ મા૦ ॥ ૩ ॥
તારક તું ભવિ જીવને, સમરથમેં લહ્યો ॥ મા૦ ॥
ઠારક કરૂણારસથી, ક્રોધાનલ દહ્યો ॥ મા૦ ॥ વારક
જેહ ઉપાધિ, અનાદિની સહચરી ॥ મા૦ ॥ કારક
નિજ ગુણ રૂદ્ધિ, સેવકને બરાબરી ॥ મા૦ ॥ ૪ ॥
વાણી એહવી સાંભલી, જિન આગમ તણી ॥મા૦॥
જાણી ઉત્તમ આશ, ધરી મનમાં ઘણી ॥ મા૦ ॥
ખાણી ગુણની તુજ પદ, પદ્મની ચાકરી ॥ મા૦ ॥
આણી હૈયડે હેજ, કરૂં નિજ પદ કરી ॥ મા૦ ॥ ૫ ॥

ઇતિ શ્રી મહાવીર જિનસ્તવનં. પછી જયવીયરાય પૂરા કહેવા ॥



## ॥ अथ शाश्वता अशाश्वता प्रभु चैत्यवंदन ॥

કોડી સાત ને લાખ બોહોત્તેર વખાણું, ભુવંનપતિ ચૈત્ય સંખ્યા પ્રમાણું ॥ એશી સો જિનબિંબ એક ચૈત્ય ઠામે, નમો સાસય જિનવરા મોક્ષ કામે ॥ ૧ ॥ કોડી તેરશેને નવ્યાશી વખાણે, સાઠ લાખ ઉપર સવિ બિંબ જાણે ॥ અસંખ્યાત વ્યંતર તણા નચ નામે ॥ન૦॥૨॥ અસંખ્યાત તિહાં ચૈત્ય તેમ જ્યોતિઃ પીયે, બિંબ એકશત એશી ભાંખ્યાં ઋષિયે ॥ નમે તે મહાસિદ્ધિ નવનિદ્ધિ પામે ॥ન૦॥૩॥ વલી બાર દેવલોકમાં ચૈત્ય સાર, ગ્રૈવેક નવ માંહિ દેહરાં ઉદાર ॥ તિમ અનુત્તરે દેખી મમ પડો ભામે ॥ન૦॥૪॥ ચોરાશી લાખ તેમ સત્તાણું સહસ્સા, ઉપર ત્રેવીશ ચૈત્ય શોભાયે સરસા ॥ હવે બિંબ સંખ્યા કહું તેહ ધામે ॥ન૦॥૫॥ સો કોડીને બાવન કોડી જાણો, ચોરાણું લખ સહસ ચોંઆલ આણો ॥ સય સાત ને સાઠ ઉપરે પ્રકામે ॥ન૦॥૬॥ મેરૂરાજધાની ગજદંત સાર, જમક

ચિત્ર વિચિત્ર કાંચન વખાર ॥ ઇખ્ખુકારને વર્ષધર નામ ઠામે ॥ ન૦ ॥૭॥ વલી દીર્ઘ વૈતાઢયને વૃત જેહ, જંબુ આદિ વૃક્ષે દિશા ગજ છે તેહ ॥ કુંડ મહા નદી દહ પ્રમુખ ચૈત્ય ગ્રામે ॥ન૦॥૮॥ માનુષોત્તર નગવરે જેહ ચૈત્ય, નંદીસર રૂચક કુંડલ છે પવિત્ત ॥ ત્રિછાલોકમાં ચૈત્ય નમિયે સુઠામે ॥ ન૦ ॥ ૯॥ પ્રભુ ઋષભ ચંદ્રાનન વરિષેણ, વલિ વર્દ્ધમાનાભિધે ચાર ત્રેણ ॥ એહ શાશ્વતા બિંબ સવિચાર નામે ॥ન૦॥૧૦॥ સવિ કોડિ સય પનર બાયાલ ધાર, અઠ્ઠાવન લખ સહસ છત્રીશ સાર, એશી જોડશ વણ વિના સિદ્ધિ ધામે ॥ન૦॥૧૧॥ અશાશ્વત જિનવર નમો પ્રેમ આણી, કેમ ભાંખિયે તેહ જાણી અજાણી ॥ બહુ તીર્થને ઠામે બહુ ગામ ગામે ॥ન૦॥૧૨॥ એમ જિન પ્રણમીજે, મોહ નૃપને દમીજે, ભવ ભવ ન ભમીજે, પાપ સર્વે ગમીજે ॥ પર ભાવ વમીજે, જો પ્રભુ અઠ્ઠમીજે, પદ્મવિજય નમીજે, આત્મતત્ત્વે રમીજે ॥ન૦ ॥૧૩ ॥ ઇતિશ્રી શાશ્વત અશાશ્વત જિન નમસ્કારઃ ॥ અહીં નમુત્થુણં કહીને એક લોગસ્સનો કાઉસ્સગ્ગ, "ચંદેસુ નિમ્મલયરા" સુધી કહેવો. એક જણે કાઉસ્સગ્ગ

પારી ચાર થોઇ સાથે કહેવી તે લખીયે છીયે.



॥ अथ थोय प्रारभ्यते ॥

ઋષભ ચંદાનન વંદન કીજે, વારિષેણ દુઃખ વારે જી ॥ વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, સાશ્વતં નામ એ ચારે જી ॥ ભરતાદિક ક્ષેત્રે મલિ હોવે, ચાર નામ ચિત્ત ધારે જી ॥ તેણે ચારે એ શાશ્વત જિનવરં; નમિયે નિત્ય સવારે જી ॥૧॥ ઊર્ધ્વ અધો ત્રિછે લોકે થઇ, કોડિ પન્નરસે જાણો જી ॥ ઉપર કોડી બેતાલીશ પ્રણમો, અડ વન લખ મન આણો જી ॥ છત્રીશ સહસ અસી ને ઉપરે, બિંબ તણો પરિમાણોજી ॥ અસંખ્યાત વ્યંતર જ્યોતિષિમાં, પ્રણમું તે સુવિહાણોજી ॥૨॥ રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાંખીજી ॥ જંબૂદ્વીપ પન્નત્તિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખી જી ॥ વલીય અશાશ્વતી જ્ઞાતાકલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખી જી ॥ તે જિનપ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સૂત્ર છે સાખી જી ॥૩॥ એ જિનપૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહાયા જી ॥ તેમ સુરિયંભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયા જી ॥ નંદી-

સર અઠ્ઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયા જી ॥ જિન ઉત્તમ કલ્યાણક દિવસે. પદ્મવિજય નમે પાયા જી ॥ ૪ ॥ ઇતિ ॥

અહીંયા લગતાજ મ્હોટી શાંતિ એક જણે કહેવી અને બીજા સર્વ કાઉસ્સગ્ગમાં સાંભલે. પછી સર્વ જણ કાઉસ્સગ્ગ પારીને પ્રગટ એક લોગસ્સ પૂર્ણ કહે. પછી બેસીને સર્વ જણ તેર નવકાર ગણે. ત્યાર પછી " શ્રી સિદ્ધાચલ સિદ્ધક્ષેત્ર અષ્ટાપદ આદીશ્વર પુંડરીક ગણધરાય નમો નમઃ ॥ એ પાઠ તેર વખત સર્વ જનોયે કહેવો. પછી પાંચ તીર્થનાં પાંચ સ્તવન કહેવાં, તે લખીયે છીયે.



## ॥ अथ श्री शत्रुंजय स्तवन ॥

જશોદા માવડી ॥ એ દેશી ॥

જાત્રા નવાણું કરીયે વિમલગિરિ ॥ જા૦ ॥ એ આંકણી ॥ પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, ઋષભ જિણંદ સમોસરીયે ॥ વિ૦ ॥ કોડી સહસ ભવ પાતક ત્રુટે, શેત્રુંજ સાહામા ડગ ભરીયે ॥ વિ૦ ॥ ૨ ॥ સાત છઠે દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીયે ગિરિવ-

રિયે ॥ વિ૦ ॥૩॥ પુંડરીક પદ જપીયે હરખે, અધ્ય-વસાય શુભ ધરીયે ॥ વિ૦ ॥ ૪ ॥ પાપી અભવિ ન-જરે ન દેખે, હિંસક પણ ઉદ્ધરીયે ॥ વિ૦ ॥ ૫ ॥ ભુંઇ[1] સંથારો ને નારી તણો સંગ[2], દૂર થકી પરહરીયે ॥ વિ૦ ॥૬॥ સચિત્ત[3] પરિહારીને એકલ[4] આહારી, ગુરૂ સાથે પદ[5] ચરિયે ॥વિ૦ ॥૭॥ પડિક્કમણાં[6] દોય વિ-ધિશું કરીયે, પાપ પડલ વિખરીયે ॥વિ૦ ॥૮॥ કલિ કાલે એ તીરથ મહોટું, પ્રવહણ જેમ ભરદરીયે ॥વિ૦॥ ॥ ૯ ॥ ઉત્તમ એ ગિરિવર સેવંતાં, પદ્મ કહે ભવ તરીયે ॥ વિ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री गिरनारजीनुं स्तवन ॥

॥ માહારા વાલાજી ॥ એ દેશી ॥

તોરણથી રથ ફેરી ચાલ્યા કંત રે, પ્રીતમજી ॥ આઠ ભવોની પ્રીતડી ત્રોડી તંત ॥ માહારાં પ્રીતમજી ॥ નવમે ભવ પણ નેહ ન આણો મુઝરે ॥ પ્રી૦ ॥ તો શે કારણ એટલે આવવું તુજ્જ ॥મા૦॥૧॥ એક પોકાર સુણી તીર્યંચનો એમ રે ॥ પ્રી૦ ॥ મૂકે અબલા-

રોતી પ્રભુજી કેમ ॥ મા૦ ॥ ષટ્ જીવના રખવાલમાં શિરદાર રે ॥ પ્રી૦ ॥ તો કેમ વિલવતી સ્વામી મૂકો નારી ॥ મા૦॥૨॥ શિવવધુ કેરૂં એહવું રૂપરે ॥પ્રી૦॥ મુઝ મૂકીને ચિત્તમાં ધરી જિન ભૂપ ॥ મા૦ ॥ જિનજી લિયે સહસાવનમાં વ્રતભાર રે પ્રી૦ ॥ ઘાતી કરમં ખપાવીને નિરધાર મા૦ ॥૩॥ કેવલ ઋદ્ધિ અનંતી પ્રગટ કીધરે ॥ પ્રી૦ ॥ જાણી રાજુલ એમ પ્રતિજ્ઞા લીધ ॥ મા૦ ॥ જે પ્રભુજીયે કીધું કરવું તેહ રે ॥ પ્રી૦ ॥ એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ ॥ મા૦ ॥ ૪ ॥ પ્રભુ પહેલાં નિજ શોક્યનું જોવા રૂપરે ॥ પ્રી૦ ॥ કેવલજ્ઞાન લહી થઇ સિદ્ધ સરૂપ ॥ મા૦ ॥ શિવવધુ વરીયા જિનવર ઉત્તમ નેમ રે ॥ પ્રી૦॥ પદ્મ કહે પ્રભુ રાખ્યો અવિચલ પ્રેમ ॥ મા૦ ॥ ૫ ॥



## ॥ अथ श्री आबुजीनुं स्तवन ॥

॥ કોયલો પરવત ધૂંધલો રે લો ॥ એ દેશી ॥

આબુ અચલ રળિયામણો રે લો, દેલવાઢે મનોહાર ॥ સુખકારી રે ॥ વાદ લીયે જે સ્વર્ગશું રે લો, દેઉલ દીપે ચાર ॥ બલીહારી રે ॥ ૧ ॥ ભાવ ધરીને

ભેટીયે રે લો ॥ એ આંકણી ॥ બાર પાદશાહ વશ કીયા રે લો, વિમલ મંત્રીસર સાર ॥સુ૦॥ તેણે પ્રાંસાદ નિપાઇયો રે લો, ઋષભજી જગદાધાર ॥ બલીહારી રે ॥ ૨॥ આબુ અચલ રલીયામણો રે લો ॥ એ આંકણી ॥ તેહ ચૈત્યમાં જિનવરૂ રે લો ॥ આડશે ને છોતેર ॥સુ૦॥ જેહ દીઠે પ્રભુ સાંભરે રે લો, મોહ ક-રયો જેણે જેર ॥બ૦॥આબુ૦॥૩॥ દ્રવ્ય ભરી ધરતી મવી રે લો, લીધો દેઉલ કાજ ॥સુ૦॥ ચૈત્ય તિહાં મંડાવીયો રે લો. લેવા શિવપુર રાજ ॥બ૦॥આબુ॥૪॥ પન્નરશે કારીગરા રે લો, દીવીધરા પ્રત્યેક ॥સુ૦॥ તેમ મર્દનકારક વલી રે લો, વસ્તુપાલ એ વિવેક ॥બ૦॥ આ૦॥૫॥ કોરણી ધોરણી તિહાં કરી રે લો, દીઠે બને તે વાત ॥સુ૦॥ પણ નવિ જાય મુખે કહી રે લો, સુર ગુરૂ સમ વિખ્યાત ॥બ૦॥ આ૦॥૬॥ ત્રણે વરસે નીપન્યો રે લો, તે પ્રાસાદ ઉત્તંગ ॥સુ૦॥ બાર કોડી ત્રેપન લક્ષને રે લો, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ ॥બ૦॥આ૦ ॥૭॥ દેરાણી જેઠાણીના ગોખડા રે લો, દેખતાં હરખ તે થાય ॥સુ૦॥ લાખ અઢાર ખરચીયા રે લો, ધન્ય ધન્ય એહની માય ॥બ૦॥ આ૦॥૮॥ મૂલ નાયક ને-

મીશ્વરૂ રે લો, જન્મ થકી બ્રહ્મચાર ॥ સુ૦ ॥ નિજ સત્તા રમણી થયા રે લો, ગુણ અનંત આધાર ॥બ૦॥ આ૦॥૯॥ ચારશેને અડસઠ ભલારે લો, જિનવર બિંબ વિશાલ ॥સુ૦॥ આજ ભલે મેં ભેટીયા રે લો, પાપ ગયાં પાયાલ ॥ બ૦॥આ૦॥૧૦॥ ઋષભ ધાતુમયી દેહરે લો, એકસો પિસ્તાલીશ બિંબ ॥સુ૦॥ ચૌમુખ ચૈત્ય જુહારીયે રે લો, મરૂધરમાં જેમ અંબ ॥ બ૦ ॥ આ૦ ॥૧૧॥ બાણું કાઉસ્સગ્ગીઆ તેહમાં રે લો, અગંન્યાસી જિનરાય ॥સુ૦॥ અચલગઢે બહુ જિનવરા રે લો, વંદુ તેહના પાય ॥બ૦॥આ૦ ॥૧૨॥ ધાતુમયી પરમેશ્વરા રે લો, અદ્ભુત જાસ સ્વરૂપ ॥ સુ૦ ॥ ચૌમુખ મુખ્ય જિન વંદતાં રે લો, થાયે નિજ ગુણ ભૂપ ॥ બ૦ ॥ આ૦ ॥ ૧૩ ॥ અઢારશે ને અઢારમાં રે લો, ચૈતર વદિ ત્રીજ દિન્ન ॥ સુ૦ ॥ પાલણપુરના સંઘશું રે લો, પ્રણમી થયો ધન ધન્ન ॥ બ૦ ॥ આ૦ ॥ ૧૪ ॥ તિમ શાંતિ જગદીશરૂ રે લો, યાત્રા કરી અદ્ભૂત ॥ સુ૦ ॥ જે દેખી જિન સાંભરે રે લો, સેવ કરે પુરહૂંત ॥ બ૦ ॥ આ૦ ॥૧૫॥ એમ જાણી આબુતણી રે લો, જાત્રા કરશે જેહ ॥ સુ૦ ॥ જિન

ઉત્તમ પદ પામશે રે લો, પદ્મવિજય કહે તેહ ॥ બ૦ ॥ આ૦ ॥ ૧૬ ॥

---

## ॥ अथ श्री अष्टापद स्तवन ॥

અષ્ટાપદ અરિહંતજી, મ્હારા વાલાજી રે ॥ આદીશ્વર અવધાર ॥ નમીયે નેહશું ॥ મ્હા૦ ॥ દશહજાર મુણિંદશું ॥ મા૦ ॥ વરિયા શિવવધુ સાર ॥ નમીયે૦ ॥ ભરત ભૂપ ભાવે કર્યો ॥ મા૦ ॥ ચઉમુખ ચૈત્ય ઉદાર ॥ન૦॥ જિનવર ચોવીશે જિહાં ॥મા૦॥ થાપ્યા અતિ મનોહાર ॥ ન૦ ॥ ૨ ॥ વરણ પ્રમાણે બિરાજતા ॥ મા૦ ॥ લંછનને અલંકાર ॥ ન૦ ॥ શમ નાસાયે શોભતા ॥ મા૦ ॥ ચિહું દિશે ચારે પ્રકાર ॥ ન૦ ॥ ૩ ॥ મંદોદરી રાવણ તિહાં ॥ મા૦ ॥ નાટક કરતાં વિચાલ ॥ ન૦ ॥ ત્રુટિ તાંત તવ રાવણે ॥ મા૦ ॥ નિજ કર વીણા તતકાલ ॥ ન૦ ॥ ૪ ॥ કરી બજાવી તિણે સમે ॥ મા૦ ॥ પણ નવિ તોડયું તે તાન ॥ ન૦ ॥ તીર્થંકર પદ બાંધીયું ॥ મા૦ ॥ અદ્ભૂત ભાવશું આન ॥ ન૦ ॥ ૫ ॥ નિજ લબ્ધે ગૌતમ ગુરૂ ॥ મા૦ ॥ કરવા આવ્યા તે જાત ॥ ન૦ ॥

જગચિંતામણિ તિહાં કર્યું ॥ મા૦ ॥ તાપસ બોધ વિખ્યાત ॥ નં૦ ॥ ૬ ॥ એ ગિરિ મહિમા મોટકો ॥ મા૦ ॥ તેણે ભવ પામે જે સિદ્ધ ॥ ન૦ ॥ જે નિજ લબ્ધે જિન નમે ॥ મા૦ ॥ પામે શાશ્વત ઋદ્ધિ ॥ન૦ ॥ ૭ ॥ પદ્મવિજય કહે એહના ॥ મા૦ ॥ કેતાં કરૂં રે વખાણ ॥ ન૦ ॥ વીરે સ્વમુખે વરણવ્યો ॥ મા૦ ॥ નંમતાં કોડી કલ્યાણ ॥ ન૦ ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ समेतशिखर स्तवन ॥

॥ ક્રીડા કરી ઘરે આવીયો ॥ એ દેશી ॥

સમેતશિખર જિન વંદિયે, મોટું તીરથ એહ રે ॥ પાર પમાડે ભવતણો, તીરથ કહિયે તેહ રે ॥ સમેત૦ ॥ ૧ ॥ અજિતથી સુમતિ જિણંદ લગે, સહસ મુનિ પરિવાર રે ॥ પદ્મપ્રભ શિવસુખ વર્યા, ત્રણશે અડ અણગાર રે ॥ સમેત૦ ॥ ૨ ॥ પાંચશે મુનિ પરિવારશું, શ્રી સુપાસ જિણંદ રે ॥ ચંદ્રપ્રભ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણિંદ રે ॥ સમેત ॥ ૩ ॥ છ હજાર મુનિરાજશું, વિમલ જિનેશ્વર સીધા રે ॥ સાત સહસશું ચૌદમા, નિજ કારય વર કીધા રે ॥ સ૦ ॥ ૪ ॥

એકશો આઠશું ધર્મ્મજી, નવશેશું શાંતિનાથ રે, કુંથુ અર એક સહસશું, સાચો શિવપુર સાથરે ॥સ૦ ॥ ૫ ॥ મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમિ એક હજાર રે ॥ તેત્રીશ મુનિ યુત પાસજી, વરિયા શિવસુખ સાર રે ॥ સ૦ ॥ ૬ ॥ સત્તાવીશ સહસ ત્રણસે, ઉપરે ઓગણપચાસ રે ॥ જિન પરિકર બીજા કેઇ, પામ્યા શિવપુર વાસ રે ॥ સ૦ ॥ ૭ ॥ એ વીશે જિન એણે ગિરે, સિધ્યા અણસણ લેઇ રે ॥ પદ્મવિજય કહે પ્રણમીયે, પાસ સામલનું ચેઇરે ॥ સ૦ ॥ ૮ ॥ ઇતિ ॥



## अथ श्री ज्ञान विमलजीकृत चतुर्विंशति जिन देववंदन प्रारंभः

### તત્ર પ્રથમ

### ॥ શ્રી આદિજિન ચૈત્યવંદન ॥

પ્રથમ જિનેશ્વર ઋષભદેવ, સવ્વટ્ઠથી ચવિયા ॥ વદિ ચઉથે આષાઢની, શક્રે સંસ્તવિયા ॥ અટ્ઠમી ચૈત્રહ વદિ તણી, દિવસે પ્રભુ જાયા ॥ દીક્ષા પણ તિણ હિજ દિને, ચઉનાણી થાયા ॥ ફાગણ વદિ

ઇગ્યારસી એ, જ્ઞાન લહે શુભ ધ્યાન ॥ મહા વદિ તેરસે શિવ લહ્યા, પરમાનંદ નિધાન ॥ ૧ ॥

---

## ॥ अथ थोय जोमो प्रारम्यते ॥

ઋષભ જિન સુહાયા, શ્રી મરૂદેવી માયા ॥ કનક વરણ કાયા, મંગલા જાસ જાયા ॥ વૃષભ લંછન પાયા, દેવ નર નારી ગાયા ॥ પણસય ધનુ છાયા, તે પ્રભુ ધ્યાન ધ્યાયા ॥ ૧ ॥ એ તીરથ જાણી, જિન ત્રેવીશ ઉદાર ॥ એક નેમ વિના સવિ, સમવસર્યા નિરધાર ॥ ગિરિકંદણ આવી, પોહતા ગઢ ગિરનાર ॥ ચૈત્રી પૂનમ દિને, તે વંદૂ જયકાર ॥ ૨ ॥ જ્ઞાતાધર્મ કથાંગે, અંતગડ સૂત્ર મઝાર ॥ સિદ્ધાચલે સીધ્યા, બોલ્યા બહુ અણગાર ॥ તે માટે એ ગિરિ, સવિ તીરથ શિરદાર ॥ જિન ભેટે થાવે, સુખ સંપત્તિ વિસ્તાર ॥૩॥ ગોમુખ ચક્કેસરી, શાસનની રખવાલ ॥ એ તીરથ કેરી, સાંનિધ કરે સંભાલ ॥ ગિરૂઓ જસ મહિમા, સંપ્રતિકાલે જાસ ॥ શ્રી જ્ઞાનવિમલસૂરી, નામે લીલ વિલાસ ॥ ૪ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

॥ લલનાની દેશી ॥

આદિ કરણ અરિહંત જી, ઓલગડી અવધાર ॥ લલના ॥ પ્રથમ જિણેસર પ્રણમીયે, વંછિત ફલં દાતાર ॥ લ૦ ॥ ૧ ॥ આદિ કરણ અરિહંત જી ॥ એ આંકણી ॥ ઉપગારી અવની તલે ગુણ અનંત ભંગવાન ॥ લ૦ ॥ અવિનાશી અક્ષય કલા, વરતે અતિશય ધામ ॥ લ૦ ॥ આ૦ ॥૨॥ ગૃહવાસે પણ જેહને, અમૃતફલનો આહાર ॥ લ૦ ॥ તે અમૃતફલને લહે, એ જુગતું નિરધાર ॥ લ૦॥ આ૦ ॥૩॥ વંશ ઇક્ષાગ છે જેહનો, ચઢતો રસ સુવિશેષ ॥ લ૦ ॥ ભરતાદિક થયા કેવલી, અનુભવ ફલ રસ દેખ ॥ લ૦ ॥ આ૦ ॥ ૪ ॥ નાભિરાય કુલ મંડણો, મરૂદેવી રસ હંસ ॥ લ૦॥ ઋષભદેવ નિત વંદિયે, જ્ઞાનવિમલ અવતંસ ॥ લ૦ ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ॥



## ॥ अथ श्री अजीतनाथजिन चैत्यवंदन ॥

શુદિ વૈશાખની તેરશે, ચવિયા વિજયંત ॥ માહા શુદિ આઠમે જનમીયા, બીજા શ્રી અજિત ॥ માહા

શુદિ નોમે મુનિ થયા, પોષી ઇગ્યારસ ॥ ઉજ્જવલ ઉજ્જવલ કેવલી, થયા અક્ષય કૃપારસ ॥ શુકલ પંચમી દિને એ, પંચમ ગતિ લહ્યા જેહ ॥ ધીરવિમલ કવિ રાયનો, નય પ્રણમે ધરી નેહ ॥ ૨ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અજિત જિનપતિનો, દેહ કંચન જરીનો ॥ ભવિક જન નગીનો, જેહથી મોહ બીનો ॥ હું તુજ પદ લીનો, જેમ જલ માંહે મીનો ॥ નવિ હોય ને દીનો, તાહરે ધ્યાન પીનો ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री संभवनाथ चैत्यवंदन ॥

સત્તમ ગ્રૈવેયક થકી, ચવિયા શ્રી સંભવ ॥ ફાગુણ શુદિ આઠમ દિન, શુદિ ચઉદસી અભિનવ ॥૧॥ મૃગશિર માસે જનમીયા, તણી પૂનમ સંજમ ॥ કાર્તિક વદી પંચમી દિને, લહે કેવલ નિરૂપમ ॥ ૨ ॥ પંચમી ચૈત્રની ઉજલી એ, શિવ પહોત્યા જિનરાજ ॥ જ્ઞાનવિમલ પ્રભુ પ્રણમતાં, સીઝે સઘલાં કાજ ॥૩॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

જિન સંભવ વારૂ, લંછને અશ્વ ધારૂ ॥ ભવજલ નિધિ તારૂ, કામગદ તીવ્ર દારૂ ॥ સુરતરૂ પરિવારૂ, દૂસમા કાલ મારૂ ॥ શિવસુખ કિરતારૂ, તેહના ધ્યાન સારૂ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अभिनंदनजिन चैत्यवंदन ॥

જયંત વિમાન થકી ચવ્યા, અભિનંદન રાય ॥ વૈશાખ શુદિ ચોથે માવ, શુદિ બીજે જાયા ॥ માહા શુદિ બારશે ગ્રહિયે દિખ્ખ, પોષ શુદિ ચઉદસ ॥ કેવલ શુદિ વૈશાખની, આઠમે શિવસુખ રસ ॥ ચઉથા જિનવરને નમીએ, ચઉ ગતિ ભ્રમણ નિવાર ॥ જ્ઞાન વિમલ ગણપતિ કહે, જિન ગુણને નહી પાર ॥૨॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

અભિનંદન વંદો, સામ્ય માકંદ કંદો ॥ નૃપ સંવર નંદો, ધર્ષિતા શેષ કંદો ॥ તમ તિમિર દિણંદો, લંછને વાનરિંદો ॥ જસ આગલ મંદો, સામ્ય

ગુણ સારદિંદો ॥ ૧ ॥ ઇતિ

---

## ॥ अथ श्री सुमतिनाथ चैत्यवंदन ॥

શ્રાવણ શુદિ બીજે ચવ્યા, મહેલીને જયંત ॥ પંચમી ગતિ દાયક નમું, પંચમ જિન સુમતિ ॥ શુદિ વૈશાખની આઠમે, જનમ્યા તિમ સંજમ ॥ શુદિ નવમી વૈશાખની, નિરૂપમ જસ સમ દમ ॥ ચૈત્ર ઇગ્યારસ ઉજલી એ, કેવલ પામે દેવ ॥ શિવ પામ્યા તિણે નવમીયે, નય કહે કરો તસ સેવ ॥૧॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુમતિ સુમતિ આપે, દુઃખની કોડિ કાપે ॥ સુમતિ સુજસ વ્યાપે, બોધિનું બીજ આપે ॥ અવિચલ પદ થાપે, જાપ દીપ પ્રતાપે ॥ કુમતિ કદ હી નાપે, જો પ્રભુ ધ્યાન વ્યાપે ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री पद्मप्रभ चैत्यवंदन ॥

નવમ ગ્રૈવેયકથી ચવ્યા, માહા વદી છઠું દિવસે ॥ કાતિ વદિ બારસે જનમ, સુર નર સવિ હરખે ॥

વદિ તેરસ સંજમ ગ્રહે, પદ્મપ્રભ સ્વામી ॥ ચૈત્રી પૂ: નમ કેવલી, વલી શિવગતિ પામી ॥ મૃગશિર વદિ ઇગ્યારશે, રક્ત કમલ સમ વાન ॥ નયવિમલ જિન-રાજનું, ધરીયે નિર્મલ ધ્યાન ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

પદ્મપ્રભુ સોહાવે, ચિત્તમાં નિત્ય આવે ॥ મુગતિ વધુ મનાવે, રક્ત તનુ કાંતિ ફાવે ॥ દુઃખ નિકટ નાવે, સંતતી સૌખ્ય પાવે ॥ પ્રભુ ગુણ ગણ ધ્યાવે, અષ્ટ મહા સિદ્ધિ થાવે ॥ ૨ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री सुपार्श्वनाथ चैत्यवंदन ॥

છઠ્ઠા ગ્રૈવેયકથી ચવી, જિનરાજ સુપાસ ॥ ભાદરવા વદિ આઠમે, અવતરિયા ખાસ ॥ જેઠ શુકલ બારસે જણ્યા, તસ તેરસે સંજમ ॥ ફાગણું વદી છઠ્ઠે વલી, શિવ લહે તસ સત્તમિ ॥ સત્તમ જિનવર નામથી એ, સાતે ઇતિ શમંત ॥ જ્ઞાનવિમલ, સૂરિ નિતુ લહે, તેજ પ્રતાપ મહંત ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

ફલે કાંમિત આશ, નામથી દુઃખ નાશ ॥ મહિમ મહિમ પ્રકાશ, સાતમા શ્રી સુપાસ ॥ સુર નર જસ દાસ, સંપદાનો નિવાસ ॥ ગાય ભવિ ગુણ રાસ, જેહના ધરી ઉલ્લાસ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री चंद्रप्रभ जिन चैत्यवंदन. ॥

ચંદ્રપ્રભ જિન આઠમા, ચંદ્રપ્રભ સમ દેહ ॥ અવતરીયા વિજયંતથી, વદિ પંચમી ચૈત્રેહ ॥ પોષ વદિ બારસ જનમીયા, તસ તેરસે સાત્ર ॥ ફાગણ વદીની સાતમે, કેવલ નિરાબાધ ॥ ભાદ્રવ સાતમ શિવ લહ્યા એ, પૂરી પૂરણ ધ્યાન ॥ અડ મહાસિદ્ધિ સંપજે, નય, કહે જિન અભિધાન ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

શુભ નરગતિ પામી, ઉદ્યમે ધર્મ ધામી ॥ જિન નમો શિર નામી, ચંદ્રપ્રભ નામ સ્વામી ॥ મુજ અંતર જામી, જેહમાં નહિંય ખામી ॥ શિવ ગતિ વર ગામી, સેવના પુણ્યે પામી ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री सुविधिनाथ चैत्यवंदन ॥

ગોરા સુવિધિ જિણંદ નામ, બીજું પુષ્પદંત ॥ ફાગણ વદિ નોમે ચવ્યા, મેહેલી સુર આનત ॥ મૃગશિર વદિ પંચમી જણ્યા, તસ છઠે દીક્ષા ॥ કાતિ શુદિ ત્રીજે કેવલી, દીયે બહુપરે શિક્ષા ॥ શુદિ નવમી ભાદ્રવા તણી એ, અજર અમર પદ હોય ॥ ધીરવિમલ સેવક કહે, એ નમતાં સુખ હોય ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુવિધિ જિન ભદંત, નામ વલી પુષ્પદંત ॥ સુમતિ તરૂણિ કંત, સંતથી જેહ સંત ॥ કીયો કર્મ દુરંત, લચ્છી લીલા વરંત ॥ ભવજલધિ તરંત, તે નમી જે મહંત ॥૧॥

---

## ॥ अथ श्री शीतलनाथ चैत्यवंदन ॥

પ્રાણત કલ્પ થકી ચવ્યા, શીતલ જિન દશમાં ॥ વદિ વૈશાખની છઠ્ઠ જાણ, દાવજ્વર પ્રશંમ્યા ॥ માહા વદિ બારસ જનમ દિક્ષા, તસ બારસે લીધ ॥

વદિ પોષ ચઉદશ દીને, કેવલી પરસિદ્ધ ॥ વદિ બી-
જે વૈશાખની એ, મોક્ષ ગયા જિનરાજ ॥ જ્ઞાનવિ-
મલ જિનરાજથી, સીઝે સઘલાં કાજ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુણ શીતલ દેવા, વાલહી તુજ સેવા ॥ જેમ ગ-
જ મન રેવા, તુંહી દેવાધિદેવા ॥ પર આણ વદેવા,
શમ છે નિત્ય મેવા ॥ સુખ સુગતિ લહેવા, હેતુ દુઃખ
ખપેવા ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री श्रेयांसनाथ चैत्यवंदन ॥

અચ્યુત કલ્પ થકી ચવ્યા, શ્રેયાંસ જિણંદ ॥
જેઠ અંધારી દિવસ છઠે, કરત બહુ આનંદ ॥ ફાગુણ
વદિ બારશે જનમ, દીક્ષા તસ તેરસ ॥ કેવલી માહા
અમાવસિ, દેશન ચંદન રસ ॥ વદિ શ્રાવણ ત્રીજે
લહ્યા એ, શિવસુખ અખય અનંત ॥ સકલ સમીહિત
પૂરણો, નય કહે એ ભગવંત ॥૧॥ ઇતિ ॥

## ॥ अथ थोय पारभ्यते ॥

સવિ જિન અવતંસ, જાસ ઇખ્ખાગ વંશ ॥ વિજિત મદન કંસ, શુદ્ધ ચારિત્ર હંસ ॥ કૃત ભય વિધ્વંસ, તીર્થનાથ શ્રેયાંસ ॥ વૃષભ કકુંદ અંશ, તે નમું પુણ્ય અંશ ॥૧॥ ઇતિ ॥



## ॥ अथ श्री वासुपूज्य जिन चैत्यवंदन ॥

પ્રાણતથી ઇહાં આવિયા, જ્યેષ્ટ શુદિ નવમી ॥ જનમ્યા ફાગુણ ચૌદશી, અમાવાસી સંજમ ॥ માહા શુદિ બીજે કેવલી, ચૌદશી આષાઢી ॥ શુદિ શિવ પામ્યા કર્મ કષ્ટ, સવિ દૂરે કાઢી ॥ વાસુપૂજ્ય જિન બારમા એ, વિદ્રુમ રંગે કાય ॥ શ્રી નય વિમલ કહે ઇસ્યું, જિન નમતાં સુખ થાય ॥૧॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

વાસુ દેવ નૃપ તાત, શ્રી જયાદેવી માત ॥ અરૂણ કમલ ગાત્ર, મહષિ લંછન વિખ્યાત ॥ જસ ગુણ અવદાત, શીત જાસુ નિવાત ॥ હોયે નિત સુખશાત,

ધ્યાતાં દિવસને રાત ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री विमलनाथ चैत्यवंदन ॥

અષ્ટમ કલ્પ થકી ચવ્યા, માધવ શુદિ બારસ ॥ શુદિ માહા ત્રીજે જણ્યા, તસ ચોથે વ્રત રસ ॥ સુદિ પોષ છઠે લહ્યા, વર નિર્મલ કેવલ ॥ વદિ સાતમ આષાઢની, પામ્યા પદ અવિચલ ॥ વિમલ જિણેસર વંદિયે એ, જ્ઞાન વિમલ કરી ચિત્ત ॥ તેરસમો જિન નિતુ વંદિયે, પુણ્ય પરિગલ વિત્ત ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

વિમલ વિમલ ભાવે, વંદતાં દુઃખ જાવે ॥ નવ નિધિ ઘર આવે, વિશ્વમાં માન પાવે ॥ સુયર લંછન કાવે, ભોમિ ભર સ્વેદ થાવે, મનુ વિનતિ જણાવે, સ્વામીનું ધ્યાન ધ્યાવે ॥૧॥ ઇતિ ॥

## ॥ अथ श्री अनंतनाथ चैत्यवंदन ॥

પ્રાણત થકી ચવિયા ઇહાં, શ્રાવણ વદિ સાતમ॥ વૈશાખ વદિ તેરસી, જનમ્યા ચઉદસ વ્રત॥ વદિ વૈ-

શાખ ચઉદિશી, કેવલ પુણ્ય પામ્યા ॥ ચૈત્ર સુદિ પં-
ચમી દિને, શિવ વનિતા કામ્યા ॥ અનંત જિનેશ્વર
ચઉદમા એ, કીધા દુશમન અંત ॥ જ્ઞાનવિમલ કહે
નામથી, તેજ પ્રતાપ અનંત ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અનંત જિન નમીજે, કર્મની કોટી છીજે ॥ શિ-
વ સુખ ફલ લીજે, સિદ્ધિ લીલા વરીજે ॥ બોધિબીજ
મોય દીજે, એટલું કાજ કીજે ॥ મુજ મન અતિ
રીઝે, સ્વામીનું કાર્ય સીઝે ॥૧॥

## ॥ अथ श्री धर्मनाथ चैत्यवंदन ॥

વૈશાખ સુદિ સાતમે, ચવિયા શ્રી ધર્મ ॥ વિજય
થકી માહા માસની, સુદિ ત્રીજે જનમ ॥ તેરસ માહે
ઉજલી, લીયે સંજમ ભાર ॥ પોષિ પૂનમે કેવલી,
ગુણના ભંડાર ॥ જેઠી પાંચમ ઊજલી એ, શિવપદ
પામ્યા જેહ ॥ નય કહે એ જિન પ્રણમતાં, વાધે ધર્મ
સનેહ ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

ધરમ જિનપતિનો, ધ્યાન રસ માંહે ભીનો ॥ વર રમણ શચીનો, જેહને વર્ણ લીનો ॥ ત્રિભુવન સુખકીનો, લંછને વજ્ર દીનો ॥ નવિ હોય તે દીનો, જેહને તું વસીનો ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री शांतिजिन चैत्यवंदन. ॥

ભાદ્રવા વદિ સાતમ દિને, સર્વાર્થથી ચવિયા ॥ વદિ તેરશે જેઠ જણ્યા, દુઃખ દોહગ સમીયા ॥ જેઠ ચઉદસ વદિ દિને, લીયે સંજમ પ્રેમ ॥ કેવલ ઉજ્વલ પોષની, નવમી દિન ખેમ ॥ પંચમ ચક્રી પરવડા એ, સોલમા શ્રી જિનરાજ ॥ જેઠ વદિ તેરશે શિવ લહ્યા, નય કહે સારો કાજ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

જિનપતિ જયકારી, પંચમો ચક્રધારી ॥ ત્રિભુવન સુખકારી, સપ્ત ભય ઇતિ વારી ॥ સહસ ચઉસઠ નારી, ચઉદ રત્નાધિકારી ॥ જિન શાંતિ જિતા-

री, मोह हस्ति मृगारी ॥ १ ॥ शुभ केसर घोली; मांहे कर्पूर चोली ॥ पेहेरी सीत पटोली, वासिये गंध धूली ॥ भरी पुष्प पटोली, टालियें दुःख होली ॥ सवि जिनवर टोली, पूजीये भाव भोली ॥२॥ शुभ अंग इग्यार, तेम उपांग बार॥ वलि मूलसूत्र चार, नंदी अनुयोगद्वार॥ दश पयन्न उदार, छेद खट वृत्ति सार ॥ प्रवचन विस्तार, भाष्य निर्युक्ति सार ॥३॥ जयजयजय नंदा, जैनदृष्टि सुरिंदा ॥ करे परमानंदा, टालता दुःख दंदा ॥ ज्ञानविमल सूरिंदा, साम्य माकंद कंदा ॥ वर विमलगिरिंदा, ध्यानथी नित्य भद्दा ॥ ४ ॥ इति ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

॥ मोतीडानी देशी ॥

सकल समिहित सुरतरु कंदा, शांतिकरण श्रीशांति जिणंदा ॥ साहिबा जिनराज हमारा; मोहना जिनराज हमारा ॥ सा० ॥ ए आंकणी ॥ त्रिकरण शुद्ध चरण तुज वलग्यो, पलक मात्र न रहुं हवे अलगो ॥ सा० ॥१॥ वलग्यो ते अलगो केम जाशे,

છંડયો પણ તુમ્હે નવિ છંડાશે ॥ સા૦ ॥ પ્રભુ તુમ્હે કોઇશું નેહ ન લાવો, વીતરાગ કહી સવિ સમઝાવો ॥ ॥ સા૦ ॥ ૨ ॥ બીજા અવર કહો એમ સમજે, પણ છોરૂ દીધાથી રીઝે ॥ સા૦ ॥ બાલકના હઠથી નવિ ચાલે, જે માગે તે માવિત્ર આલે ॥ સા૦ ॥૩॥ ભક્તેં ખેંચી મન માંહે આણ્યો, સેહજ સ્વભાવે પણ મેં જાણ્યો ॥ સા૦ ॥ માહારે એક પ્રતિજ્ઞા સાચી, તુમ પદ સેવા એકજ જાચી ॥ સા૦ ॥૪॥ કબજે આવ્યા તો છૂટીજે, જેહ મુહ માગે તેહજ દીજે ॥ સા૦ અભેદપણે જો મનમાં મળશો, કબજેથી પ્રભુ તો નીકળશો ॥ સા૦॥૫॥ અખ્ખય ભાવ નિધિ તુમ પાસ, આપી દાસને પૂરો આશ ॥ જ્ઞાનવિમલ સમકિત પ્રભુતાઇ, દીધે સાહેબ એહ વડાઇ ॥ ૬ ॥



## ॥ अथ श्री कुंथुनाथ चैत्यवंदन ॥ प्रारंभः ॥

શ્રાવણ વદિ નવમી દિને, સવ્વટ્ઠુથી ચવિયા ॥ વદિ ચઉદશ વૈશાખની, જિન કુંથુ જણીયા ॥ વદિ પંચમી વૈશાખની, લીયે સંયમ ભાર ॥ શુદિ ત્રીજે ચૈત્રહ તણી, લહે કેવલ સાર ॥ પડવા દિન વૈશાખની

એ, પામ્યા અવિચલ ઠાણ ॥ છઠ્ઠા ચક્રી જયકર, જ્ઞાન વિમલ સુખ ખાણ ॥ ૧ ॥ ઇતિ



## ॥ अथ थोय प्रारभ्यते ॥

જિન કુંથુ દયાલા, છાગ લંછન સુહાલા ॥ જસ ગુણ શુભમાલા, કંઠે પહેરો વિશાલા ॥ નમતિ ભવિ ત્રિકાલા, મંગલશ્રેણિ માલા ॥ ત્રિભુવન તેજાલા, ત્રાહરે નેજ માલા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अरनाथ चैत्यवंदन ॥

સરવારથથી આવિયા, ફાગુણ સુદિ ત્રીજે ॥ મૃગશિર સુદિ દશમી જણ્યા, અરદેવ નમીજે ॥ મૃગશિર સુદિ એકાદશી, સંજમ આદરીયો ॥ કાતિ ઉજ્જલ બારસે, કેવલ ગુણ વરીયો ॥ સુદિ દશમી મૃગશિર તણી એ, શિવ પદ લહે જિન નાથ ॥ સત્તમ ચક્રીને નમું, નય કહે જોડી હાથ ॥ ૧ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અર જિન એ જુહારૂં, કર્મનો કલેશ વારૂં ॥

અહનિશ સંભારૂં, તાહરૂં નામ ધારૂં ॥ કૃત જયજય કરૂ, પાસ સંસાર સારૂ ॥ નવિ હોય તે સારૂ ॥ આપણો આપ તારૂ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री मल्लिनाथ चैत्यवंदन ॥

ચવ્યા જયંત વિમાનથી, ફાગુણ શુદિ ચઉથે ॥ મૃગશિર શુદિ ઇગ્યારસે, જન્મ્યા નિર્ગ્રંથે ॥ જ્ઞાન લહ્યા એકણ દિને, કલ્યાણક તીન ॥ ફાગુણ શુદિ બારસે લહે, શિવ સદન અદીન ॥ મલ્લિ જિણેસર નિલડા એ, ઓગણીશમા જિનરાજ ॥ અણપરણ્યા અનુભૂપપદ, ભવજલ તરણ ઝહાજ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

જિન મલ્લી મહિલા, વાન છે જેહ નીલા ॥ એ અચરિજ લીલા, સ્ત્રી તણે નામ પીલા ॥ દુસમન સવિ પીલ્યા, સ્વામિ જે છે વસિલા ॥ અવિચલ સુખ લીલા, દીજીએ સુણી રંગીલા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री मुनिसुव्रतजिन चैत्यवंदन ॥

અપરા જિતથી આવિયા, શ્રાવણ શુદિ પૂનમ ॥ આઠમ જેઠ અંધારડી, થયો સુવ્રત જનમ ॥ ફાગુણ સુદિ બારસે વ્રત, વદિ બારસે જ્ઞાન ॥ ફાગુણનિ તેમ જેઠ નવમી, કૃષ્ણે નિર્વાણ ॥ વર્ણ શ્યામ ગુણ ઉજ્જ્વલા, તિહુયણ કરે પ્રકાશ ॥ જ્ઞાનવિમલ જિનરાજના, સુર નર નાયક દાસ ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

મુનિ સુવ્રત સ્વામી, હું નમું શીશં નામી ॥ મુજ અંતરયામી, કામ દાતા અકામી ॥ દુઃખ દોહગ વામી, પુણ્યથી સુર્વ પામી ॥ શમ્યા સંર્વદા રામી, રાજ્યતા પૂર્ણ પામિ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री नमिनाथ चैत्यवंदन ॥

આસો સુદિ પૂનમ દિને, પ્રાણુતથી આયા ॥ શ્રાવણ વદિ આઠમ દિને, નમિ જિનવર જાયા ॥ વદિ નવમિ આષાઢની, થયા તિહાં અણગાર ॥ મૃગશિર

શુદિ ઇગ્યારસે, વર કેવલ ધાર ॥ વદિ દશમી વૈશાખનીએ, અખય અનંતા સુખ ॥ નય કહે શ્રી જિન નામથી, નાસે દોહગ દુઃખ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

નમી જિનવર માનો, જેહ નહી વિશ્વ છાનો ॥ સુત વદ્રા માનો, પુણ્ય કેરો ખજાનો ॥ કનક કમલ વાનો, કુંભ છે જે કૃપાનો ॥ સવિ ભુવન પ્રમાનો, તેહ શું એક તાનો ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ श्री नेमीनाथ चैत्यवंदन ॥

અપરાજિતથી આવિયા, કાર્તિ વદિ બારસ ॥ શ્રાવણ શુદિ પંચમી જણ્યા, યાદવ અવતંસ ॥ શ્રાવણ શુદિ છઠે સંજમી, આસોજ અમાવસ નાણ ॥ શુદિ આષાઢની આઠમે, શિવ સુખ લહે રસાલ ॥ અરિઠ નેમ અણુ પરણીયા એ, રાજિમતિના કંત ॥ જ્ઞાંનવિમલ ગુણ એહના, લોકોત્તર વૃત્તાંત ॥૧॥ઇતિ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

ગયા શસ્ત્રાગારે, શંખ નીજ હાથ ધારે ॥ કિયો શષ્ટ પ્રચારે, વિશ્વ કંપ્યો તિવારે ॥ હરિ સંશય ધારે, એહનિ કોઇ સારે ॥ જયો નેમ કુમરે, બાલથી બ્રહ્મ ચારે ॥૧॥ ચ્યાર જંબૂ દ્વીપે, વિચરંતા જિનદેવ ॥ અડ ધાતકીખંડે, સુરનર સારે સેવ ॥ અડ પુષ્કર અરધે, ઇણિ પરે વિશ જિનેશ ॥ સંપ્રતિ એ સોહે ॥ પંચ વિદેહ નિવેશ ॥૨॥ પ્રવચન પ્રવહણ સમ, ભવજલ નિધિને તારે ॥ ક્રોધાદિક મહોટા, મચ્છ તણાં ભય વારે ॥ જિહાં જીવદયા રસ, સરસ સુધારસ દાખ્યો ॥ ભવિ ભાવ ધરીને, ચિત્ત કરીને ચાખ્યો ॥૩॥ જિન શાસન સાનિધ્ય, કારી વિઘન વિદારે ॥ સમકિત દૃષ્ટિ સુર, મહિમા જાસ વધારે ॥ શત્રુંજય ગિરિ સેવો, જિમ પામો ભવપાર ॥ કવિ ધીર વિમલનો, શીષ્ય કહે સુખકાર ॥



## ॥ अथ स्तवन प्रारभ ॥

રહો રહો રે નેમજી દો ઘડીયાં ॥ દો ઘડીયાં,

ચાર ઘડીયાં ॥ રહો રહોરે નેમજી० ॥ એ આંકણી०॥ મોજ મહિ રાણ્ શિવાદેવી જાયા, તુમ છો આધાર અડ વડિયાં ॥ રહો० ॥૧॥ નાહ વિવાહ ચાહ કરીએ, કયું જાવત ફિર રથ ચડિયાં ॥ ર० ॥ પશુય પોકાર સુણિય કીય કરૂણા, છોડી દીએ પશુ પંખી ચડિયાં ॥ ર० ॥૨॥ ગોદ બિછાઊં મેં બલી જાઉં, કરૂં વિનતી ચરણે પડિયાં ॥ ર० ॥ પ્રિયુ વિણ દીહા તે વરિસ સમો વડિ, ન ગમે સેનને સેજડિયાં ॥ર०॥૩॥ વિરહ દિવાની વિલપતિ જોવન, વાડિ વન ઘરસે રડીયાં ॥ર०॥ અષ્ટ ભવાંતર નેહ નિવાહત, નવમે ભવ તેં વિછડિયાં ॥ર०॥૪॥ સહસા વન માંહે સ્વામિ સુણીને, રાજુલ રૈવત ગિરિ ચડિયાં ॥ ર० ॥ પીયુ કરે નીજ શિર હાથ દેવાવત, ચાખે ચારિત્ર સેલડિયાં ॥ ર० ॥ ૫ ॥ યાદવ વંસ વિભૂષણ નેમજી, રાજુલ મીઠી વેલડિયાં ॥ર०॥ જ્ઞાનવિમલ ગુણ દંપતી નિરખતા, હરખીત હોત મેરી આંખડીયાં ॥ ર० ॥ ૬ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री पार्श्वनाथ चैत्यवंदन प्रारभ्यते ॥

કૃષ્ણ ચોથ ચૈત્રહ તણી, પ્રાણતથી આયા ॥ પો-

શગ્રુદિ દશમી જનમ, ત્રિભુવન સુખપાય ॥ પોશ વ-દિ ઇગ્યારશે, લહે મુનિવર પંથ ॥ કમઠાસુર ઉપ-સર્ગનો, ટાલ્યો પલીમંથ ॥ ચૈત્ર કૃષ્ણ ચોથહ દિને એ, જ્ઞાન વિમલ ગુણ નૂર ॥ શ્રાવણ શુદિ આઠમે લહ્યા, અવિચલ સુખ ભર પૂર ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

જલધર અનુકારે, મુખ્ય વહ્નિ વચારે ॥ કૃત શુ-કૃત સંચારે, વિઘનનેં જે વિદારે ॥ નવનિધિ આગારે, કષ્ટની કોડિ વારે, મુજ પ્રાણાધારે; માત વામા મલ્હા રે ॥૧॥ અર જનમ સુહાવે, વીર ચારિત્ર પાવે ॥ અ-નુભવ લય લાવે, કેવલ જ્ઞાન પાવે ॥ પદ્મ જે કલ્યાણ, સંપ્રતિ જે પ્રમાણ ॥ સવિ જિનવર ભાણ, શ્રી નિવાસાદિ ઠાણ ॥ ૨ ॥ દશ વિધ આચાર, જ્ઞાનના જિહા વિચાર ॥ દશ સત્ય પ્રકાર, પચ્ચખ્ખાણાદિ વિચાર ॥ મુનિ દશ ગુણ ધાર, ભર્યા જિહાં ઉદાર ॥ તે પ્રવચન સાર, જ્ઞાનના જે આગાર ॥૩॥ દશ દિશિ દીશિપાલા, જે મહા લોગપાલા ॥ સુરનર મહિપાલા, શુદ્ધ દૃષ્ટિ કૃપાલા ॥ નય વિમલ વિશાલા, જ્ઞાન લચ્છી

મયાલા, જય મંગલ માલા, પાસ નામે સુખાલા ॥૪॥
ઇતિ પાર્શ્વજિન સ્તુતિ ॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

॥ થારે માથે પચરંગી પાગ, સોનેરો છોગલો મારૂજી ॥ એ દેશી ॥

પ્રભુપાસ જિણેસર ભુવન દીનેસર સંકરો સાહિબજી ॥ લીલા અલવેસર ધીરમ મંદર ભૂ ધરો ॥સા૦॥ તું અગમ અગોચર કૃત શુચિ સુંદર સંવરો ॥સા૦॥ પદ નમિત પુરંદર તનુછબિ નિર્મલ જલ ધરો ॥સા૦ ॥ ૧ ॥ તું અક્ષય અરૂપી બ્રહ્મ સરૂપી ધ્યાનમાં ॥ સા૦ ॥ ધ્યાયે જે જોગી તુમ ગુણ ભોગી જ્ઞાનમાં ॥ સા૦ ॥ વ્યવહાર પ્રકાસી નિશ્ચય વાસી નિજમને ॥ સા૦ ॥ નિજ આતમ દરસી અમલ અજેસી નય-મતે ॥ ૨ ॥ ષટ્ દરસન ભાસે યુક્તિ નીરાસે શાસને ॥ સા૦ ॥ સ્યાદ્વાદ વિશાલે સહજ સમાજે ભાવને ॥ સા૦ ॥ તું જ્ઞાનને જ્ઞાને આતમ ધ્યાને આતમા ॥ સા૦ ॥ પરમાગમ વેદી ભેદ અભેદી નહી તમા ॥ સા૦ ॥ ૩ ॥ તું એક અનેકે બહુત વિવેકે દેખીયે

॥ સા૦ ॥ આતમ તત્ત કામી  અવગુણ અકામી લે-
ખીયે ॥ સા૦ ॥ સવિ ગુણ આરામી  છો બહુ નામી
ધ્યાનમાં ॥ સા૦ ॥ આપે  ગત નામી અંતર જામી
જ્ઞાનમાં ॥ સા૦ ॥ ૪ ॥ તું  અનીયત  ચારી નિયત
વિચારી યોગમાં ॥ સા૦ ॥ અધ્યાતમ સેલિ એમ
બહુ ફેલી આગમે ॥ સા૦ ॥ તું ધર્મ  સંન્યાસી સ-
હજ વિલાસી  સમ ગુણે  ॥ સા ॥ મોહરિ  વિનાશી
તું જિતકાશી કવિ ભણે ॥ સા૦ ॥ ૫ ॥ જ્ઞાન દર્શન
ખાયક ગુણ મણી લાયક નાથ છે ॥ સા૦ ॥ દુર્ગતિ
દુઃખ ઘાયક ગુણ નિધિ દાયક હાથ છે ॥સા૦॥ જિત
મનમથ સાયક  ત્રિભુવન નાયક  રંજણો ॥ સા૦ ॥
અનેકાંતિ એકાંતિ તું વેદાંતિ  અગંજણો ॥સા૦॥૬॥
ધ્યાનાનલ યોગે પુદ્‌ગલ ભોગે તેં  દહ્યા ॥ સા૦ ॥
અંતર  રીપુ  હણીયા મૂલથી  ખણીયા  નવી રહ્યા
॥ સા૦ ॥ તું હેતુ  સમીયો સુરવર નમીયો સહુ કહે
॥ સા૦ ॥ એ જગથી  ન્યારો  ચરિત્ર  તમારો  કુણ
લહે ॥ સા૦ ॥ ૭ ॥ એમ  તુમ ગુણ  થુણીએ કર્મને
હણીએ પલકમાં ॥ સા૦ ॥ પણ નવિ અવગણિયે સે-
વક ગણીયે લલકમાં ॥ સા૦ ॥ વામાચે  નંદા ત્રિભુ-

વન ઈંદા સંથુણે ॥સા૦ ॥ જ્ઞાન વિમલ સૂરિંદા તુમ પય બંદા ગુણ ભણે ॥ સા૦ ॥ ૮ ॥ ઈતિ શ્રી પાર્શ્વ-નાથજિન સ્તવનં ॥



## ॥ अथ श्री वर्द्धमान जिन चैत्यवंदन ॥

શુદિ અષાઢ છઠ્ઠે દિવસે, પ્રાણતથી ચવીયા ॥ તેરસ ચૈત્રહ શુદિ દિને, ત્રીશલાએ જણીયા ॥ મૃગ-શિર વદિ દશમી દિને, આપે સંયમ આરાધે ॥ શુદિ દશમી વૈશાખની, વર કેવલ સાંધે ॥ કાતિ કૃષ્ણ અ-માવસીએ, શિવગતિ કરે ઉદ્યોત ॥ જ્ઞાન વિમલ ગૌતમ લહે, પર્વ દીપોછવ હોત ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

લહો ભવજલ તિર, ધર્મ્મ કોટીર હીર ॥ દુરિત રજ સમીર, મોહ મૂસાર સીર ॥ દુરીત દહન તીર, મેરૂથી અધિક ધીર ॥ ચરમ શ્રી જિન વીર, ચરણ કલ્પદ્રુ ક્ષીર ॥ ૧ ॥ ઇમ જિનવર માલા, પુન્ય તીર પ્રવાલ ॥ જગ જંતુ દયાલા, ધર્મ્મની સત્ર સાલા ॥

કૃત સુકૃત સુગાલા, જ્ઞાન લીલા વિશાલા ॥ સુર નર મહિ પાલા, વંદતાછે ત્રીકાલા ॥ ૨ ॥ શ્રો જિનવર વાણિ, દ્વાદશાંગી રચાણી,॥ સગુણ રયણ ખાણી, પુન્ય પીયૂષ પાણી ॥ નવમ રસ રંગાણી, સિદ્ધિ સુખનિ નીશાણી ॥ દુઃ પીલણ ઘાણી, સાંભલો ભાવ આણી ॥ ૩ ॥ જિનમત રખવાલા, જે વલી લોગ પાલા ॥ સમકિત ગુણવાલા, દેવ દેવી કૃપાલા ॥ કરો મંગલ માલા, ટાલોને મોહ હાલા ॥ સહજ સુખ રસાલા, બોધ દીજે વિશાલા ॥ ૪ ॥ ઇતિ

---

## ॥ अथ स्तवन प्रारंभः ॥

॥ આજ ગઇતી હું, સમવસરણમાં ॥ એ દેશી ॥

વંદો વીર જિણેસર રાયા, ત્રિશલા માતા જાયાજી ॥ હરિ લંછન કંચન વન કાયા, મુજ મન મંદિર આયાજી ॥ વં૦ ॥ ૧ ॥ દુષમ સમયે શાસન જેહનો, શીતલ ચંદન છાયા જી ॥ જે સેવંતા ભવિજન મધુકર, દિન દિન હોત સવાયાજી ॥વં૦॥૨॥ તે ધન્ય પ્રાણી, સદ્દગતિ ખાણિ, જસ મનમાં જિન આયાજી॥ વંદન પૂજન સેવન કીધી, તે કાજનની માયા, જી ॥

વં૦॥ ૩ ॥ કર્મ કઠિન ભેદન બલવત્તર, વીર વીરૂદ જિન પાયા જી ॥ એ કલમલ અતુલી બલ અરિહા, દુસમન દૂર ગમાંયા જી ॥વં૦ ॥ ૪ ॥ વાંછીત પૂરણ સંકટ ચૂરણ, તું માત પિતાએ સહાયાજી ॥ સિંહપરે ચારિત્ર આરાધી, સુજસ નિશાણ બજાયાજી ॥ વ૦ ॥૫॥ ગુણ અનંત ભગવંત બિરાજે, વર્દ્ધમાન જિન રાયાજી ॥ ધીર વિમલ કવિ સેવક નય કહે, શુદ્ધ સમકિત ગુણ દાયાજી ॥ ૬ ॥



## ॥ अथ श्री शाश्वता अशाश्वता जिन चैत्यवंदन ॥

સકલ મંગલકાર એહી, સિદ્ધ સકલ પય ઠાણ ॥ સ્યાદ્વાદ સાધન પદ એહી, અધ્યાતમ ગુણઠાણ ॥૧॥ સહીએ નમો જિણાણં ॥૨॥ એ આંકણી ॥ બિહુંત્તેર લખ સગ્ગ કોડિ ભવણવઇ, સાસય જિણહર માણં॥ તેરસે નવ્યાસિ કોડિ, સગ્ગ સટ્ઠિ લખા બિંબહ પરિમાણં ॥સ૦ ॥૩॥ મેરૂ વૈતાઢય વખારા કંચન, યમક કુંડ દહ જાણું ॥ એકત્રીસ ઉગણ્યાસી જિનવર માનવ લોકે વખાણું ॥સ૦॥૪॥ તિલખ ઇક્યાસી સહસ

ચારસે, ત્યાશી અસિ અધિક બિંબ જાણું ॥ રૂચક કુંડલ નંદીસર પ્રમુખ, સુંદર એસિ ચૈયાણું ॥સ૦॥ ૫ ॥ અડસત સત્ર સહસા ચાલિસા, બિંબ તણું પરિમાણું ॥ સરવાલે બત્રીસ ગુણસેઠી, તિર્યંગ લોકે ચેઇયાણું ॥સ૦॥૬॥ પ્રતિમા ત્રણલખ સહસ એકાણું, ચઉસય તેવીસ પડિમાણું ॥ સાઠ ચોબારા અવર ત્રિબારા, રૂચક કુંડ નંદિ ઠાણું ॥સ૦॥૭॥ બારદેવ લોકે નવ ગ્રૈવેયકે, અનુતર પંચ વિમાણું ॥ લાખ ચોરાશી સહસ સત્તાણું, ત્રેવીસ ચેઇ જાણું ॥સ૦॥૮॥ એકસો બાવન કોડિ લખ ચોરાંણું, સહસ ચુમાલીસ આણું ॥ સાતસે સાઠ ઉપર ઉર્દ્ધ લોકે, જિનપડિમાં મન આણું ॥સ૦॥૯॥ ત્રિભુવનમાંહિ સાસય જિનહર, સત્તાવન્ન લખ્ખં બસેં બ્યાસી ॥ આઠ કોડિ અથ પ્રતિમા સંખ્યા, સુણજો સમકિત વાસી ॥સ૦॥૧૦॥ પન્નરસે કોડિ બેતાલીસ કોડિ, તિમ અઠ્ઠાવન્ન લખ્ખા ॥ છત્રિસ સહસ એસી વલિ સાધિક, સાસય બિંબની સંખ્યા ॥સ૦॥૧૧॥ એકસો વીસ ત્રિબારે પ્રતિમા, ચોમુખે સત ચોવિસ ॥ પાંચ સભા તિહાં સાઠ વધારો, એક સત એસી જગીશ ॥ સ૦॥૧૨॥ ઋષભ ચંદ્રાનન ને

વર્દ્ધમાન, વારિષેણ ચઉ નામે ॥ વ્યંતર જ્યોતિષી માંહે અસંખ્યા, જિનવર પડિમા માને ॥સ૦॥ ૧૩॥ સકલ સુરાસુર ભાવના ભાવે, સમકિત ગુણ દીપાવે॥ પરિત સંસાર કરી શિવ જાવે, કુગતિ તેમ ન ભાવે ॥સ૦॥૧૪॥ પાતલે બે તિર્યંગ લોકે, પણસય ધણુ પરિમાણું ॥ કપ્પે સગ્ગ કરે પણસય ધણુ માણું, સાસય અસાસય જાણું ॥સ૦॥૧૫॥ તીર્થ વિશેષ વલી સાસય વિણુ, શેત્રુંજાદિક બહુલા ॥ તે સવિહુને ત્રિવિધ નમતાં, પાતિક જાએ સઘલાં ॥સ૦॥૧૬॥ જ્ઞાનવિમલ પ્રભુ નામ જપંતા, લહીએ કોડિ કલ્યાણ ॥ મનહ મનોરથ સઘલા સીજે, જનમ સફલ સુવિહાણ ॥સ૦ ॥ ૧૭ ॥ ભયહર ભગવંતાણં જયતૂર, નમો જિણાણં સહીએ ।' નમો અવિચલ આદિ ગરાણું. સહીએ નમો અરીહંતાણં ॥સ૦॥૧૮॥ ઇતિ શ્રી સર્વ જિન નમસ્કારઃ ॥

ઇહાં એક લોગસનો કાઉસગ્ગ "ચંદેસુનિમ્મલયરા" સુધી કરે. પછી એક જણ કાઉસગ્ગ પારી ચ્યાર થોયો કહે, તે લખીયે છીયે.



## ॥ अथ थोयो पारम्यते ॥

ઋષભદેવ નમું ગુણ નિર્મલા, દુધ માંહે જિમ મિલી શીનોપલા ॥ વિમલ શિલ તણા સિણગાર છે, ભવ ભવ મુઝ ચિતે રૂચે ॥૧॥ જેહ અનંત થયા જિન કેવલી, જેહ હશે વિચરતા જે વલી ॥ જેહ અસાસય સાસય ત્રિહું જગે, જિન પડિમા પ્રણમું નિતુ ઝગ ઝગે ॥૨॥ સરસ આગમ ક્ષીર મહોદધી, ત્રિપદી ગંગ તરંગ કરી વધી ॥ ભવિક દેહ સદા પાવન કરે, દુરિત તાપ રજોમલ અપહરે ॥૩॥ જિનપ શાસન ભાસન કારિકા, સુર સુરી જિનઆણા ધારિકા ॥ જ્ઞાનવિમલ પ્રભુતાયે દીપતા, દુરીત દુષ્ટ તણા ભય જીપતા ॥ ૪ ॥ ઇતિ ॥

અહીંઆં એકજણ મોટી શાંતિ કહે બીજા સર્વ કાઉસગ્ગમાં સાંભલે ॥ પછી સર્વે જણા કાઉસગ પારિ ને પ્રગટ એક લોગસ પૂરો કહી પછી બેસીને ૨૧ નવકાર પ્રગટપણે ગણે. પછી સર્વે જણ મુખથકી આવી રીતે કહે.

શત્રુંજયાય નમઃ ॥૧॥ શ્રી પુંડરીકાય નમઃ ॥૨॥ શ્રીસિદ્ધક્ષેત્રાય નમઃ ॥૩॥ શ્રી વિમલાચલાય નમઃ ॥

૪ ॥ શ્રી સુરગિરયે નમઃ॥૫॥ શ્રીમહાગિરયે નમઃ॥૬॥ શ્રી પુન્યરાશયે નમઃ ॥૭॥ શ્રી પર્વતાય નમઃ ॥ ૮ ॥ શ્રી પર્વતેંદ્રાય નમઃ ॥૯॥ શ્રી મહાતીર્થાય નમઃ॥૧૦॥ શ્રી શાશ્વતાય નમઃ ॥૧૧॥ શ્રી દ્રઢસક્તયે નમઃ॥૧૨॥ શ્રીમુક્તિનિલયાયનમઃ॥૧૩॥ શ્રીપુષ્પદંતાયનમઃ॥૧૪॥ શ્રીમહાપદ્માય નમઃ॥૧૫॥શ્રીસૂરભદ્રગિરયેનમઃ॥૧૬॥ શ્રી પ્રથ્વીપીઠાયનમઃ॥૧૭॥ શ્રી કૈલાસગિરયેનમઃ॥૧૮। શ્રી પાતાલમૂલાયનમઃ॥૧૯॥શ્રી અકર્મકર્ત્રેનમઃ॥૨૦॥ શ્રી સર્વકામપૂરણાય નમઃ ॥૨૧॥ એ સિદ્ધ ગિરિનાં નામ સર્વને મુખે પ્રગટ કહીને પછી પાંચ તીર્થના પાંચ સ્તવન કહેવાં, તે લખીયે છીયે. ॥



## ॥ अथ प्रथम श्री सिद्धाचलनुं स्तवन ॥

॥ સાહેલડિયાની ॥ દેશી ॥

નીલડી રાયણ તરૂ તલે ॥ સાહેલડીયાં ॥ પીલડા પ્રભુજીના પાય ॥ ગુણ મંજરીયાં॥ ઉજલે ધ્યાને ધ્યાઇયે॥સા૦॥ એહિજ મુગતિ ઉપાય ॥ ગુ૦ ॥૧॥ સીતડી છાયાએ બેસીયે ॥ સા૦ ॥ રાતડો કરી મન રંગ ॥ ગુ૦ ॥ નાહી ધોઇ નિર્મલ થઇ ॥સા૦॥ પહે-

રી વસ્ત્રાદિક ચંગ ॥ગુ૦॥૨॥ પૂજીયે સોવન ફૂલડે ॥ સા૦ ॥ નેહ ધરીને એહ ॥ ગુ૦ ॥ તે ત્રીજે ભવ શિવં લહે ॥ સા૦ ॥ થાયે નિર્મલ દેહ ॥ ગુ૦ ॥ ૩ ॥ પ્રીત ધરી પ્રદક્ષિણા ॥સા૦॥ દિએ એહને જે'સાર ॥ ગુ૦ ॥ અભંગ પ્રીતિ હોય જેહને ॥ સા૦ ॥ ભવ ભવ તુમ આધાર ॥ગુ૦॥ ૪ ॥ કુસુમ પત્ર ફલ મંજરે ॥સા૦ ॥ સાખા થડ ને મૂલ ॥ ગુ૦ ॥ દેવ તણા વાસા અછે ॥સા૦॥ તીરથને અનુકૂલ ॥ ગુ૦ ॥ તીરથ ધ્યાન ધરી મને ॥સા૦ ॥ સેવો એહને ઉછાહિ ॥ગુ૦॥ જ્ઞાન વિમલ ગુરૂ ભાંખીયો ॥સાં૦॥ શેત્રુંજા મહાતમ માંહિ ॥ ગુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥



## ॥ श्री गीरनार तीर्थ स्तवन ॥

॥ દેખી કામની દોયકે, કામે વ્યાપીયોરે કે,
કામે વ્યાપિયો ॥ એ દેશી ॥

નેમ નિરંજન દેવકે સેવ સદા કરૂં રે કે ॥ સે૦ ॥ અહનિસ તાહરૂં ધ્યાનકે, દીલમાંહે ધરૂં રે કે ॥ દી૦॥ શંખ લંછન ગુણ ખાણ કે, અંજન વાનછે રે.કે ॥ અં૦ ॥ રાજિમતિના કંતકે, પરણ્યાં વિણુ અછેરે કે॥

પં૦ ॥ ૧ ॥ તુહીજ જીવન પ્રાણ કે, આતમ રામ છે રે કે ॥ આ૦ ॥ માહરે પરમાધારકે, તાહરૂ નામછે રે કે ॥ તા૦ ॥ સમુદ્ર વિજયના નંદન, નિતુ નિતુ વંદના રે કે ॥ નિ૦ ॥ કિજીયે કરૂણાવંત કે, કર્મની કંદનારે કે ॥ ક૦ ॥ ૨ ॥ જીત્યા મનમથ રાજ, રહી ગઢ ઉપરેરે કે ॥ર૦ ॥ પેહરી સીલ સનાહ, ઉદાસ એસી ધરો રે કે૦ ॥ ઉ૦ ॥ સવિ જિનવરમાં સ્વામિ, તુહે અધિકું કરયું રે કે૦ ॥ તુ૦ ॥ કુમર પણે ધરી ધીર, મહાવ્રત ઉચરયુ રે કે૦ ॥મ૦॥ ૩ ॥ આઠ ભવાંતર નેહ, તેહ ઉવેખીને રે કે ॥ તે૦ ॥ કરૂણા કીધી કેવલ, પશુયાં દેખીને રે કે ॥ પ૦ ॥ પૂરણ પાલી પ્રીત, વલી નિજ નારીને રે કે ॥ વ૦ ॥ આપી સંજમ ભાર, પોહચાડિ પારને રે કે૦ ॥ પો૦ ॥ ૪ ॥ જણ જણશું જે પ્રીત, કરે તે જણ ઘણારે કે૦ ॥ ક૦ નિર્વાહે ધરિ નેહકે, તે વિરલા સુણ્યા રે કે ॥ તે૦ ॥ રાજિમતિનો કંત, વખાણે કવિજના રે કે ॥વ૦॥ તુમ્હે તો દીધો છેહ કે; તેહ તો થિરમના રે કે ॥ તે૦ ॥ ૫ ॥ જાદવ નાથ સનાથ, કરો મુઝને સદા રે કે ॥ ક૦ ॥ દિયો મુજ શિરપર હાથ, હોવે જેમ સંપદા રે કે ॥ હો૦ ॥ જલિ

જલિ મરે પતંગ, દીવાને મન નહી રે કે ॥ દી૦ ॥ નાણે મન અસવાર, ઘોડો દોડે સહી રે કે ॥ ઘો૦॥૬॥ સબલા સાથે પ્રીત, નિર્બલને નવિ કહી રે કે ॥નિ૦॥ પણ લાગ્યા જે કેડે, કિહા જાએ વહી રે કે ॥ કિ૦ ॥ જે સજ્જન શું હોય તે, ભીડ ન ભંજીયે રે કે ॥ભિં૦॥ પોતાનો જે હોય, સદા દિલ રંજીએ રે કે ॥ સદા૦॥ ૭ ॥ તુમચીસુ નજર હોય તો, કર્મને મંજીયે રે કે ॥ ક૦ ॥ તો દુશમન હોય દૂરે, કોણે નવિ ગંજીયે રે કે॥ ॥ કો૦ ॥ પ્રાણધાર પવિત્ર કે, દરશન દીજીયે રે કે ॥ દ૦ ॥ જ્ઞાનવિમલ સુખ પૂર, મહીને કીજીયે રે કે. ॥ મ૦.॥ ૮ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री आबुतीर्थ स्तवन ॥

॥ ચાલો ચાલોને રાજ, ગિરિધર રમવા જઇએ ॥
॥ એ દેશી ॥

આવો આવોને રાજ, શ્રી અર્બુદ ગિરિવર જઇએ ॥ શ્રી જિનવરની ભક્તિ કરીને, આતમ નિર્મલ થઇયે ॥ આ૦ ॥ એ આંકણી ॥ વિમલ વસહીના. પ્રથમ જિણેસર, મુખ નિરખે સુખ પઇયે ॥ ચંપક

કેતકી પ્રમુખ કુસુમવર, કંઠે ટોડર ઠવિયે ॥આ૦ ॥૧॥ જિમણે પાસે લુણુગ વસહી, શ્રી નેમીસર નમીયે ॥ રાજિમતી વર નયણે નિરખી, દુઃખ દોહગ સવિ ગમીયે ॥આ૦॥૨॥ સિદ્ધાચલ શ્રી ઋષભ જિણેસર, રૈવત નેમં સમરીયે ॥ અરબુદગિરિની યાત્રા કરંતાં, ચિહું તીર્થં ચિત્ત ધરીયે ॥ આ૦ ॥ ૩ ॥ મંડપ મંડપ વિવિધ કોરણી, નિરખી હૈયડે ઠરીયે ॥ શ્રી જિનવરના બિંબ નિહાલી, નરભવ સફલો કરીયે ॥ આ૦ ॥૪॥ અવિચલગઢ આદીશ્વર પ્રણમી, અશુભ કરમ સવિ હરીયે ॥ પાસ શાંતિ નિરખી જંબ નયણે, મન મોહ્યું ડુંગરીયે ॥ આં૦ ॥ ૫ ॥ પાજે ચઢતાં ઉજમ વાધે, જેમ ઘોડે પાખરીયે ॥ સકલ જિનેસર પૂજી કેસર, પાપ પડલ સવિ હરીયે ॥ આ૦ ॥ ૬ ॥ એકણ ધ્યાને પ્રભુને ધ્યાતાં, મનમાંહિ નવિ ડરીયે ॥ જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાયે, સકલ સંઘ સુખ કરીયે ॥આ૦૭॥

---

## ॥ अथ श्री अष्टापद गिरि स्तवन ॥

અષ્ટાપદગિરિ યાત્રા કરણકું, રાવણ પ્રતિ હરિ આયા ॥ પુષ્ફક નામે વિમાને બેસી, મંદોદરી સુ-

હાગ્રા ॥ ૧ ॥ શ્રી જિન પૂજીએ લાલ, સમકિત નિ-ર્મલ કીજે ॥ નયણે નિરખી હો લાલ, નરભવ સફલો કીજે ॥ હૈયડે હરખી લાલ, સમતા સંગ કરીજે ॥ એ આંકણી ॥ ચઉમુખ ચઉગતિ હરણ પ્રાસાદે, ચઉ-વીસે જિન બેઠા ॥ ચઉદિશિ સિંહાસન સમ નાસા, પૂરવ દિશિ દોય જિઠ્ઠા ॥ શ્રી૦ ॥ ૨ ॥ સંભવ આદે દક્ષિણ ચારે, પશ્ચિમે આઠ સુપાસા ॥ ધર્મ આદિ ઉત્તર દિશિ જાણો, એવં જિન ચઉવીસા ॥ શ્રી૦ ॥ ૩ ॥ બેઠા સિંહ તણે આકારે, જિણ હર ભરતે કીધાં ॥ રયણ બિંબ મૂરતિ થાપીને, જગ જસવાદ પ્રસિદ્ધા ॥ શ્રી૦ ॥ ૪ ॥ કરે મંદોદરી રાણી નાટક, રાવણ તાંત બજાવે ॥ માદલ વીણા તાલ તંબૂરો, પગ રવ ઠમ ઠમકાવે ॥ શ્રી૦ ॥ ૫ ॥ ભક્તિ ભાવે એમ નાટક કરતાં, ત્રૂટી તંતી વિચાલે ॥ સાંધી આપ નસા નિજ કરની, લઘુ કલાશું તત્કાલે ॥ શ્રી૦ ॥૬॥ દ્રવ્ય ભાવ શું ભક્તિ ન ખંડી, તો અક્ષય પદ સાધ્યું ॥ સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકર પદ બાંધ્યું ॥ શ્રી૦ ॥ ૭ ॥ એણિપરે ભવિજન જે જિન આગે, બહુપરેં ભાવના ભાવે ॥ જ્ઞાનવિમલ ગુણ તેહનાં બહુ

નિશ, સુર નર નાયકે ગાવે ॥ શ્રી૦ ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री समेतशिखर स्तवन ॥

સમેતશિખર ગિરિ ભેટીયે રે, મેટવા ભવના પાસ ॥ આતમ સુખ વરવા ભણી રે, એ તીરથ ગુણ નિવાસ રે ॥ ૧ ॥ ભવિયા, સેવો તીરથ એહ ॥ સમેતશિખર ગુણ ગેહ રે ॥ ભ૦ ॥ સે૦ ॥ એ આંકણી ॥ સમેતશિખર કલ્પે કહ્યો રે, વીશ ટૂંક અધિકાર ॥ વીશ તીર્થંકર શિવ વર્યા રે, બહુ મુનિને પરિવાર રે ॥ ભ૦ ॥ ૨ ॥ સે૦ ॥ સિદ્ધક્ષેત્ર માંહે વસ્યા રે, ભાંખે નય વ્યવહાર ॥ નિશ્ચય નિજ સ્વરૂપમાં રે, દોઉ નય પ્રભુજીના સાર રે ॥ ભ૦ ॥ ૩ ॥ સે૦ ॥ આગમ વચન વિચારતાં રે, અતિ દુર્ગમ નય વાદ ॥ વસ્તુતત્ત્વ જિણ જાણીયે રે, તે આગમ સ્યાદવાદ રે ॥ ભ૦ ॥ ૪ ॥ સે૦ ॥ જયરથ રાય તણી પરે રે, જાત્રા કરો મનરંગ ॥ ભવ દુઃખને દેઇ અંજલિ રે, થાયે સિદ્ધિવધૂનો સંગ રે ॥ ભ૦ ॥ ૫ ॥ સે૦ ॥ સમકિત યુત જાત્રા કરે રે, તો શિવ હેતુ થાય ॥ ભવ હેતુ કિરિયા ત્યાગથી રે, આતમ ગુણ પ્રગટાય રે ॥ ભ૦ ॥ ૬ ॥ સે૦ ॥

જેહ સમયે સમકિત થયું રે, તેહ સમયે હોય નાણુગા. જ્ઞાનવિમલ ગુરૂ ભાંખીયા રે, આવશ્યક ભાષ્યની વાણુ રે ॥ભ० ॥७॥ સે० ॥



## ॥ अथ श्री नंदसूरिकृत चोमासी देववंदम प्रारभ्यते ॥

॥ પ્રણમ શ્રી ઋષભદેવ ચૈત્યવંદન ॥

પઢમ જિનવર પઢમ જિનવર, પાય પણમેવ ॥ સેત્રૂંજા ગિરિવર મંડણો, નાભિરાય કુલ ચંદ સામી ॥ સત શાખા જે પરવરયો, કરે સેવ નિત દિવસ ગામિ ॥ જુગલા ધરમ નિવારીઓ, મુગતિ રમણી ઉર હાર ॥ વૃષભ લંછન દુખ ભંજણો, મરૂદેવી તણો મલાર ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोयो चार ॥

કનક તિલક ભાલે, હાર હઇયે નિહાલે ॥ ઋષભ પાય પખાલે, પાપના પંક ટાલે॥ અરચિત વર માલે, ફુટરી ફુલ માલે ॥ નરભવ અજૂ આલે, રાગને રોષ ટાલે ॥૧॥ દુરીત દૂર દુકાલા, પુણ્ય પાણી સુગાલા ॥

જસ ગુણ વર બાલા, રંગે ગાયે રસાલા ॥ ભવિક નર ત્રિકાલા, ભાવે વંદુ મયાલા ॥ જય જિનવર માલા, ન્યાય લચ્છિ વિશાલા ॥૨॥ અમીઅ રસ સમાણી, દેવ દેવે વખાણી ॥ વર ગુણમણિ ખાણી, પાપ વલ્લિ કૃપાણિ ॥ સુણ સુણરે પ્રાણી, પુણ્યકિ પટરાણિ ॥ જય જિનવર વાણી, સેવિયે સાર જાણી ॥ ૩ ॥ રમઝમ ઝમકારા, નેઉરીચા ઉદારા ॥ કટિ તટિ ખલકારા, મેખલાચા અપારા ॥ અમલ કમલ સારા, દેહ ગોખીર ધારા ॥ સરસતિ જયકારા, હોઉમે નાણ ધારા ॥ ૪ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥

શ્રી શત્રુંજય રલિયામણો, તીરથ કેરો રાઓ ॥ પાપ તણા ભર ચૂરવા, મોટો જસ ભડવાઓ ॥ બહુ દિન કરો મુજ મન, એહજ અછે ઉમાહ્યો ॥ એણે તીરથ જાત્રા કરી, જાણું લઉ ભવ લાહો ॥ ૧ ॥ પોહતલા આદિ જિનસર, પૂરવ વાર નવાણું ॥ પંખ કરી ઇણે તીરથે, જઇએ હું ઇમ જાણું ॥ સુરતરૂ જિમ મનવંછિત, પૂરવે રાયણ રૂખ ॥ પેખીયે આ-

દિલ પગલડાં, દૂરે ગયાં સવિ દુઃખ ॥ ૨ ॥ આદિલ
જિવનો જીવન, જો તું નયણે નિરખ્યો ॥ તો હું
આણંદ અતિ ઘણો, હઈડાં ભિંતર હરખ્યો ॥ ચિ-
હું ગતિ માંહિ ભમી કરી, મુઝ મન થાહો અલિણો ॥
નિરૂપમ તારી મૂરતિ, પેખો નિચલ લિણો ॥ ૩ ॥
પુંડરીક ગુણવંતો ગીરૂઓ, જગે ગણધાર ॥ પંચ
કોડિ મુનિ પરવર્યા, જસ પુંઠે પરીવાર ॥ ચૈત્રી પૂ-
નમ દહાડલે, મુગતિ ગયા ઇણે ઠામે ॥ તું એ તીરથ
સીર લહો, પુંડર ગિરિ એ નામે ॥ ૪ ॥ નાભિ રાય
કુલ અતિ ભલો, ધન જનની મરૂદેવા ॥ કોડિગમે
સેવા કરે, જેહના પુત્રને દેવા ॥ નંદસૂરિ બાલક જિમ,
આપણા તાતની પાસે ॥ સાસય સુખની સૂખડી,
માગું મનને ઉલ્લાસે ॥ ૫ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अजित चैत्यवंदन ॥

॥ અજિત સામિઅ અજિત સામીઅં નમુ નિત દેવ ॥
નયરી અયોધ્યાનો ધણી, રાય જિતશત્રુ તણો
નંદન ॥ વિજયા રાણી ઉઅરે ધર્યો, વિખમ વીરમદ
મોહ કંદણ ॥ સમેત શિખર મુગતે ગયા, કંચન વ-

સર્ણ શરીર ॥ ગજલંછન જીનવર નમો, જિમ પામો ભવ તીર ॥ ૨ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અજિત કેણે ન જિત્યો, જેહને માન વીત્યો ॥ અવનિ વર વદિત્યો, માનીયે માન વિત્યો ॥ લહિશ સુખ નિચિતો, પૂજરે માનવિ તો ॥ જે જિન મત ચિતો, મૂકીયે માનવીતો ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ संभवनाथ चैत्यवंदन ॥

॥ સ્વામી સંભવ સ્વામી સંભવ દેવ જયવંત ॥

સેના દેવી નંદનો, ધનુષ ચ્યાર સત દેહ જાણું ॥ મોહ મિણરણ રોલવ્યો, હેમવરણ પ્રભુ તનુ વખાણું ॥ લંછન તુરીઅ સોહામણો, જેહનો તાત જીતારી ॥ દ્યો સંપતિ સેવક ભણી, દુઃખ ભવોદધી તારી ॥૧॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સમવસરણ બેઠા, ચિતમારે પેઠા ॥ અસુખ અતિ અરીઠા, ઉપરાતેઉ બેઠા ॥ સુપરી કરી ગરિઠા, સૌ

રખ્ય પામ્યા અનીઠા ॥ ભવ હુઆ મુઝ મિઠા, સંભવ સ્વામિ દિઠા ॥ ૧ ॥ ઈતિ ॥

---

## ॥ अथ श्री अभिनंदन चैत्यवंदन. ॥

॥ જંબૂદીવહ જંબૂદીવહ, ભરહખિતમિ ॥

નયરી વનિતા મંડણો, રાય સંવર તણો બેટા ॥ અભિનંદન ગુણ આગલો, ધરીઅ ભાવ ઘણુ ભગને ભેટા ॥ સિદ્ધારથા દેવી તણો, વાનર લંછન જાણ ॥ ત્રણ્ય પંચાસા દેહ જસ, નમતા હોય નિરવાણ ॥૨॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

લહકે સીર ધજાનો, જ્ઞાન કેરો ખજાનો ॥ જિનવર નહિ નાનો, સ્વામિ સાચો પ્રજાનો ॥ જસ જગે વરવાનો, છયલ માંહિ ન છાનો ॥ સુત સમરથ માનો, માત સિદ્ધારથાનો ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ અથ श्री सुमतिनाथ चैत्यवंदन ॥

સુમતિ સમરથ સુમતિ સમરથ, દેવ અરીહંત ॥

જેહની નયરી કોસલા, મેઘરાય ઘર જનમ જાણું ॥ જાસ જનેતા મંગલા, સુખ અનંતા પૂરવે કમિઆ ॥ ક્રૌંચ લંછન રલિઆમણો, કનક સરીખી દેહ ॥ મુગતિ રમણિ વર મંડણો, અમિયેવુઠા મેહ ॥ ૧ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

ત્રિષમ ત્રિષય વામિ, કેવલ જ્ઞાન પામિ ॥ દુરગતિ દુઃખ હામિ, જે હું આ સિદ્ધિગામિ ॥ હૃદય ધરીને ધામી, પૂરવે પુન્ય કામિ ॥ સકલ સુમતિ સ્વામિ, સેવીએ સીસ નામી ॥ ઇતિ ॥



## ॥ अथ पद्म प्रभु चैत्यवंदन ॥

પદ્મ જિનવર પદ્મ જિનવર, રાય ધરતાત ॥ કોસંબિ નયરી ભલિ, વાવકુપ પ્રસાદ મંદિર ॥ રક્ત વરણ રલિઆમણું, ત્રીસ સહસ ત્રણ્ય લાખ મુનિવર ॥ જનની સુસીમા જનમિઓ, લંછન કમલ સુચંગ ॥ તપ સંજમ જિણે આદરો, જિતઓ સબલ અનંગ ॥ ૧ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

મકરિ અરથ માહારો, સોભના સોઢ નારો ॥ ભં-વિક ભવ માહારો, પિંડ પાપે મ ભારો ॥ નરયગતિં નીવારો, ચીત ચેતિ સધારો ॥ પદ્મ પ્રભુ જુહારો, સાંભલો બોલ સારો ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री सुपार्श्वनाथ चैत्यवंदन ॥

જેહ ભુવિતલ જેહ ભુવિતલ, હુઓ જયવંત ॥ ભૂપ પ્રતિષ્ટ પુહવિ જાણણિ, તાસ ઉયરે અવ-તાર લિધો ॥ વણારસી નયરી હુઓ, મોહ રાય જોગે દુરે કિધો ॥ લંછન સોહે સાથિઓ, સેવક પુરે આસ ॥ નરક તણાં દુઃખ છોડવે, જિન સાતમો સુપાસ ॥૨॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

કિયે શીવપુર વાસો, સાલિ લીલા વિલાસો ॥ જય જગતિ સુપાસો, જેહને દેવ દાસો ॥ દલિય કુ-રમ પાસો, રાગ નાઠો નિરાસો ॥ ગીરૂઅ ગુણ નિ-વાસો, દોષ દેખી ન જાશો ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ चंद्रप्रभु चैत्यवंदन. ॥

નમે સુરપતિ નમે સુરપતિ, અમર નર રાય ॥ ચંદ્ર પ્રભ જિન આઠમો, સ્વેત વરણ મહસેન નંદન ॥ લખમણા સુત પૂજિયે, કુસુમ ભોગ ઘનસાર ચંદન ॥ ચંદ્રપ્રભા નયરી તણો, નરપતિ પ્રણમે પાય ॥ ત્રિભુવન પતિ પ્રભુ નિત નમો, લંછન દીપે ચંદ ॥ ૧ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

મદન મદન માયા, ક્રોધ યોધા નમાયા ॥ ભવ ભમર ભમાયા, રોગ સોગ ગમાયા ॥ સકલ ગુણ સમાયા, લક્ષ્મણા જાસ માયા ॥ પ્રણમ સુજિન પાયા, ચંદ્ર અંગ પ્રભાયા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री सुविधिनाथ चैत्यवंदन ॥

॥ સુવિધિ નવનિધિ સુવિધિ નવનિધિ, રયણ ભંડાર ॥ વંછીત સુખ દાયક નમું, ગર્ભવાસ નિતુ ટાલેફેરો ॥ કાકંદિ નયરી હુઓ, દેવ પુત્ર સુગ્રીવ કેરો ॥ રામા રાણી જાઈઓ, મગર લંછન જે હોય ॥ સુવિધિનાથ ભવિયા નમો, જિમ ઘરે સંપતિ હોય ॥ ૨ ॥ ઇતિ ॥

## ॥ अथ थोय प्रारभ्यते ॥

સુવિધિ સુવિધિ માંડી, પાપનાં પુર છાંડિ ॥ મેચણ મદન ભમાડિ, ચિત્ત ચોખું લગાડિ ॥ કુગતિ ગતિ સમાડિ, મુક્તિ કત્પાર માડિ ॥ સુણિ નર માડિ, દેખવા તેરૂ હાડિ ॥૧॥ ઇતિ ॥



## ॥ अथ श्री शीतलनाथ चैत्यवंदन ॥

સ્વામિ શીતલ સ્વામિ શીતલ, ભદ્દિલપુર ગામ॥
નરપતિ દૃઢ રથ ભારંજ્યા, દેવિનંદા ઉઅરે વરે ॥
રાજ તજી સંજમ લિઓ, હણિ મોહ તપ જાસ કિધો॥
શ્રી વચ્છ લંછન નેઉ ધનુષ, જિણે જત્યો કુલ કુત॥
દશમા જિનવર ભેટિએ, જિમ હોય પુણ્ય બહુત॥૨॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

કનક વરણ પીલા, જેણે ઝીત્યાં પ્રમીલા ॥ શિર ધરી સુસીલા, દૂર કિધા કુસીલા ॥ પ્રગટ તપ સીલા, શીતલ સ્વામિ શિલા ॥ મકરીસ અવિહિલા. જેહની લીલ લિલા ॥૧॥ ઇતિ ॥

## ॥ अथ श्री श्रेयांसनाथ चैत्यवंदन ॥

॥ વિષ્ણુ નરપતિ વિષ્ણુ નરપતિ, સંખપુર રાય ॥ રૂપ સોભાગે આગલા, લક્ષણવંત સુવિચાર સુંદર ॥ નગર વસે વિવહારીયા, વાવ કુપ પ્રાસાદ મંદિર ॥ ખડગિ લંછન પંખિએ, ધનુષ એસી જસુ કાય ॥ કંચન વરણ શ્રેયાંસજિન, વિષ્ણુ દેવી માય ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

ભવિક નર ભણીજે, સેં ભમો માર્ગ બીજે ॥ અહનિસ સમરીજે, સેવ શ્રેયાંસ કિજે ॥ વિવિધ સુખ વરીજે, પુન્ય પિયુષ પીજે ॥ પય કમલ નમીજે, લછિનો લાહો લિજે ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ श्री वासुपूज्य जिन चैत्यवंदन ॥

નયરી ચંપા નયરી ચંપા, રાય વસુ પુજ્ય ॥ જયાદેવી રાણિ સતિ, ચંદ્રવદન ગજ ગામનિ સોહે ॥ વાસુપૂજ્ય જિણે જનમીયા, જાસ રૂપ ત્રિભુવન મોહ ॥

લંછન મહિષ મનોહરૂં, ધનુષ સીતર પ્રભુ જાણું ॥
પદ્મરાગ તનું રૂઅડો, નિસ દિન મનમાંહિ આણું ॥૧॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

જસ મુખ અરવિંદો, ઉગીઓ કે દિણંદો ॥ કરી અભિનવ ચંદો, પુનિમાનો અમંદો ॥ નયણ અમિઅ ચંદો, જાસ સેવે સુરિંદો ॥ પય નમીઅ નરંદો, વાસુ પૂજ્ય જિણંદો ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री विमलनाथ चैत्यवंदन ॥

વિમલ જિનવર વિમલ જિનવર, રાય કૃત વરમ॥ સ્યામા રાણીયે ઉયરે ધરયો, ત્રીસ લાખ વરસ જેણે રાજ પાલ્યું ॥ ભાવઠ ભાગી જન તણી, વરસ એક જિણે દાન દિધું ॥ કંપિલ નયર સોહામણો, સુઅર લંછન જાણ ॥ વિમલ ભાવે ભવિઅણ નમો, દુષ્કૃત નાસે નામ ॥ ૧ ॥ ઇતિ ॥



## ॥ अथ थोय प्रारभ्यते ॥

અસુખ અતિ હણેવા, સૌરમ્યના લક્ષ લેવા ॥

ભવજલ નિધિ તરેવા, પુણ્ય પોતુ ભરેવા ॥ મુગતિ વધુ વરેવા, દુરગતિ દાઙ દેવા ॥ વિમલ વિમલ સેવા, ચિત ચોખું કરેવા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अनंतनाथ चैत्यवंदन ॥

સુણો સજ્જન સુણો સજ્જન, ભવિઅણ જન લોય ॥ નયરી અજોધ્યા રાજિયો. સિંહસેન નૃપ રાજ પાલે ॥ સુજસા રાણી સીઅલિ, કરે ધર્મ વીકર્મ ટાલે ॥ તાસ ઉયરે પ્રભુ ઉપના, લંછન સેના કંત ॥ એકમના આરાહિયે, જિન ચઉદમો અનંત ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

અકલ નવિ કલાયો, પાર કેણે ન પાયો ॥ ત્રીભુવન સમાયો, જેહનો જ્ઞાન ન માયો ॥ જસ જિનવર જાયો, રોગનો અંત આયો ॥ હૃદય કમલ ધાયો, તે અનંતો સોહાયો ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री धर्मनाथ चैत्यवंदन ॥

॥ રતન પુરવર રતન પુરવર, ભાનુ નરદેવં ॥ સુવ્રતા રાણિ સીઅડ્ડી, ધરમનાથ જેણે ઉયરે ધં- રીયા ॥ ત્રીભોવન મન રંજિઓ, હેમ કુંભ જિમ અ- મિયે ભરીયા ॥ લંછન વજ સોહામણો, કહે ચિહુ ભેદે ધર્મ ॥ બારે પરષદ સાંભલે, ટાલે અશુભ સવિ. કર્મ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

ધરમ ધરમ ભાખે, મુગતિનો માર્ગ દાખે, ॥ જં- ગે જિનવર પાખે, પાપ જાએ ન પાખે, વરસ દિવસ. પાખે, જે પ્રભુ ચિત્ત રાખે ॥ પુરૂષ અણીઅ આખે, સૌખ્ય તે ચંગ ચાંખે ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री शांतिजिन चैत्यवंदन ॥

હસ્તિ પૂરવર હસ્તિ પૂરવર, રાય વિશ્વ સેન.॥ અચિરા દેવી ઘરણી તસ, તાસ પૂત્ર શ્રી શાંતિ જિને- વર ॥ લાખ ચોરાસી ગજ તૂરી, સૂર સહસં બત્રીસં. નર વર ॥ ચોસઠ.સહસ અંતે ઉરી, ચંપક સરીખુ

અંગ ॥ ધન ધન ચક્રવર્તી પાંચમો, લંછન જાસ કુરંગ ॥ ૧ ॥ ઈતિ ॥

---

## ॥ अथ थोय जोडो प्रारभ्यते ॥

મયગલ ચરણારી, નારી શ્રૃંગાર ભારી ॥ ચરણ કનક સારી, કોડિ દેતિ વીચારી ॥ પ્રભુ તસ પરિહારિ, જ્ઞાન ચારિત્ર ધારી ॥ ત્રીભુવન જયકારી, શાંતિ સેવા સવારી ॥ ૧ ॥ જન જિન સહુ પૂજે, આપણા ચિત્ત બૂજે ॥ અવર સહસ ઝુઝો, ધરમ એહથી દુજે ॥ ભવિ હૃદય મ મુંઝા, પાપથી કાં ન ધરૂજે ॥ કલુષ કરમ સુજે, જેહને ધરમ સુઝો ॥ ૨ ॥ સમય સરસ વાણી, વીતરાગે વખાણી ॥ અમૃત રસ સમાણિ, ચિતમાં રંગ જાણિ ॥ ચતુર સુગણ પ્રાણી, જેમણે ભાવ આણિ ॥ તસ ઘર ધન ખાણિ, સાર લહે રાજ રાણી ॥ ૩ ॥ જિનપતિ પય સેવે, કામના સર્વ દેવે ॥ ગરૂડ સુર વહેવે, શાંતિનિ આંણ હેવે ॥ વિઘ્ન સવિ હરેવે, પુરવે સાર મેવે ॥ જસ સુજસ દેવે, સંઘને સુખ હેવે ॥ ૪ ॥



## ॥ अथ स्तवन प्रारंभ ॥.

દઓાદ્રહરી દિપે, જોતાં નયણું ન છિપે ॥ શાંતિ જિનેશ્વર સ્વામિ, વિનવું તુમ શીર નામી ॥૧॥ ઇણે જગ અતિ ઘણો આજે, મહિમા તાહરો ગાજે ॥ અતિ વિઘન સવિ ભાજે, તિહુ અણ જય ડંકા વાજે ॥ ૨ ॥ ચક્રવર્તી તણી પદવી, ભાગે અનોપમ ભોગવી ॥ ત્રણ સમજે સહુ છંડિ, મોહ તણો બલ તેજ ખંડિ ॥૩॥ તિરથંકર પદ પામી, અવસર શિવપુર ગામિ ॥ શાંત જિનેસર સોલમો, ભાવે ભવિ અણ સોઇ નમો ॥ ૪ ॥ જિનવરને પાએ લાગુ, અવર ન કાંઇ માંગુ ॥ ભણે નંદ સુરિ તુમ સેવા, સમરથ તુંહિજ દેવ ॥૫॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री कुंथुनाथ चैत्यवंदन प्रारंभः ॥

કુંથુ પ્રણમું કુંથુ પ્રણમું, સુરુ સમદેવ ॥ સિમાતા સોહામણી, છાગ લંછન જિન ભવિયૂ રંજન ॥ ચોસઠ સહસ અંતે ઉરી, સિયલવંત જય નયર રંજન ॥ ગજપુર નગ્ગર સોહામણો, કંતિ જિંતુ ગંગેવ ॥ સતરમો જિન પૂજીયે, કેશર ચંદન લેવ ॥૧॥ ઇતિ॥

## ॥ अथ थोय पारम्यते ॥

વર કનક ઘડાયા, હાર હીરે જડાયા ॥ મુકુટ શીર ચઢાયા, સુર તેજે ભડાયા ॥ તિવલ્લ તડતડાયા, પાપ પુંઠે પડાયા ॥ કુસુમ શીર ચઢાયા ॥ કુંથું પૂજલિ રાયા ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री अरनाथ चैत्यवंदन ॥

નૃપતિ સુરવર નૃપતિ સુરવર, સુરવવર વીર ॥ દેવી રાણી ભારયા, તાસ ઉઅરે અવતાર લિધો ॥ નંદ્યાવરત લંછન ભલું, નયર નાગપૂર હુઓ સામીઅ ॥ સમરથ ચક્રવર્તી સાતમો, દેહ જાસ ધનુષ વીસ ॥ ચારીઅણ અરીદલ ભજણો, પયતલ નમું શીશ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## अथ थोय पारम्यते

કરમ મરમ જાલિ, પુન્યની નીકવાલિ ॥ રતિ અરતિ રાલિ, કેવલજ્ઞાનપાલિ ॥ અખય સુખ રસાલિ, સિદ્ધિ પામિ સુહાલિ ॥ અર અર વીસ માલિ, આપિરે પુન્ન ટાલિ ॥૧॥ઇતિ॥

## ॥ अथ श्री मल्लिनाथ चैत्यवंदन ॥

નમો ભવિયાં નમો ભવિયાં, ધરી આણંદ ॥ મ-લ્લિનાથ મીથીલા પૂરી, કુંભ રાય ઘેરે જનમ જાણું ॥ પ્રભાવતિ ઉયરે ઉપના, નિલ વરણ કાયા વખાણું ॥ લંછન કલસ સોહામણો, નિત નિત બોલે ધરમ ॥ અબલાપણું પ્રભુ પામીઓ, માયા કેરૂ કરમ ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ थोय प्रारभ्यते ॥

મુણ સુણને હેલ્લિ, પુણ્યની પૂરવેલ્લિ ॥ વર તરૂ અરવલ્લિ, પૂત પૂતિહિ ભલ્લિ ॥ નિતુ નવલ નવેલ્લિ, સુર ભોગેહિ ફુલ્લિ ॥ પણમે જિનમલ્લિ, તાસ કલ્યાણ વલ્લિ ॥૧॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री मुनिसुव्रतजिन चैत्यवंदन ॥

બાર જોયણ બાર જોયણ, નગર વિસ્તારં ॥ રાજગૃહ રલિઆમણું, રાય સુમિત્ર તિહાં રાજપાલો ॥ ધન દેવી પદ્માવતિ, જાસ નયણ મુખ ચંદ દીપે ॥

મુનિસુવ્રત જેણે જાઇયા, સામિ કાજલ વાન ॥
લંછન કચ્છપ અતિ ભલો, જે પ્રણમે તે ધન ॥૩॥ઇતિ॥



॥ अथ थोय प्रारभ्यते ॥

વ્રગતિ કલિ કુરંગા, પામિયા પુણ્ય તુંગા ॥
નવસ ગવિલ જંગા, દુઃખ દોષ દૂરંગા ॥ બહુઆ
જિન સંગા, સુવ્રત સામિ ચંગા ॥ કરી તરલ તુરંગા,
આલસુ માંહ ગંગા ॥૧॥ ઇતિ ॥

---

॥ अथ श्री नमिनाथ चैत्यवंदन ॥

નમિજિનવર નમિજિનવર, વિજયસુત જાણી ॥
વપ્રારાણી ઉઅરે ધરો, દેહ ધનુષ દસ પંચ સોહે ॥
વાણી જોઅણ ગામનિ, મધુરીવાણી તિર્યંચ મોહે ॥
નિલપલ લંછન ભલું, મથુરા નયરી નીવાસ॥ કંચન
વરણ પૂજિ કરિ, જિન ગુણ ભણીએ રાસ ॥ ૧ ॥

॥ अथ थोय प्रारभ्यते ॥

નમિ નરઅ નિવારે, માન માયા વિડારે ॥ ભવ
જલધિ અપારે, હેલ હેલા ઉતારે ॥ ભગતિ જન સ

ધારે, લોભ નાણે લગારે ॥ જન મુગતિ જૂહારે, તે સર્વે કાજ સારે ॥ ૧ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री नेमिनाथ चैत्यवंदन ॥

ધન સોરઠ ધન સોરઠ, દેસ અતિ રંગ ॥ ધન ધન સૌરી પૂર નયર, ધન માય શિવા દેવી નંદન ॥ ધન ધન સમુદ્ર વિજય પીતા, મોહ મયણ જેણે હણ્યો સત્રુ ॥ ધન ધન રાજેમતી સતી, ધન તે નરને નાર ॥ સંખ લંછન સામી નેમિ જિન, જાશું ગઢ ગીરનાર ॥૧॥



## ॥ अथ थोय जोडो ॥

કુગતિ કુમતિ છોડી, પાપની પાલ ફોડી ॥ ટલિ અસઅલ ખોડી, મોહની વેલ ત્રોડી ॥ જીણે સીવ વહુ લોડિ, કો નહી નેમ જોડિ ॥ પ્રણમે સુર કોડી, નાથ બે હાથ જોડી ॥ ૧ ॥ ભવ ભ્રમણ પાયા, એક એકે સવાયા ॥ પ્રણમું જીન રાયા, આદ આદે સખાયા ॥ સુણિને સુજન ભાયા, પાપ દૂરે ગમાયા ॥ તસ નિરામલ કાયા, જે નમે જીન પાયા ॥ ૨ ॥ સમય વચન સારા, દેવ ભાખે ઉદારા ॥ હરતિ ભવ પંક

ચારા, માન માયા વિદારા ॥ ભવ જલ નિધિ પારા, જેમણે ચિત ધારા ॥ અનુદીન પરીવારા, તે લહે સુખ અપારા ॥ ૩ ॥ પ્રભુ પયયુગ સેવા, અંબિકા ચારૂ દેવા ॥ સકલ ફલ વરેવા, ભાવે પુજો સદેવા ॥ દુરી ત સવિ હરેવા, ધરમનો સાર લેવા ॥ સુગણ ગરૂડ દેવા, નેમિ સેવો સુહેવા ॥ ૩ ॥ ઇતિ ॥

---

## ॥ अथ स्तवन ॥

ઉજલગિરિ અમે જાયશું એ, એણે તીરથ નિર મલ થાયશું એ ॥ નેમીજિણંદ આવિસમોએ, મુજ હિયડલાં ભંતર વીસમોએ ॥૧॥ મેહુલિ મનનો આંમ લોએ, પૂજી જે નેમિજીન સાંભલોએ ॥ કરમ તણા મલ જિમ દલેએ, ઇણે મુગતિ રમણી સિરસાં મલે એ ॥૨॥ રાયમેં રાયમેં રાયમેં એ, પ્રભુ છંડિઅ મન મચ્છ ને દમેએ ॥ ઉજએ ઉજલગિરિ જઇએ, વરત લિધું પ્રભુજી એક મનાએ ॥૩॥ પશુઅ જીવ ઉગારીઆયે, તે ભવિઅણ અતિ ઘણા તારિઆએ ॥ તુંહીજ પી ડીઆં પીહરૂએ, તું સરણાગત વજ્ર પીજરૂએ ॥૪॥ નેમી જિનેસર સીર ધણીએ, નવિ મેહલું સેવા તુમ

તાર્યાએ ॥ કરૂણારસસાયર હિત ધરૂં એ, ભણે નંદસૂરિ સેવક ઉધરો એ ॥ ૪ ॥ ઇતિ ॥

---

## ॥ अथ श्री पार्श्वनाथ चैत्यवंदन प्रारभ्यते ॥

અશ્વસેનહ અશ્વસેનહ, જાસ જિન તાત ॥ વામા રાણી ઉઅરે રઅણ, મોહ મિણ મદ માત કંદણ ॥ રાણી દેવી પરભાવતી, હંસગમની જિન ભવિઅ રંજણ ॥ લંછન વીસહર સોહામણો, વણારસીનો વાસ ॥ જિન જીરાઉલ મંડણો, ભવિઆ પૂરો આસ ॥૧॥

---

## ॥ अथ थोय जोडो प्रारभ्यते ॥

જલ જલણ વીઉગા, નાગ સંગ્રામ સોગા ॥ હરે મયગલ મોગા, વાઘ ચોરારી રોગા ॥ સવિ ભયહર લોગા, પામિયે પાસ યોગા ॥ નરનહ કહિ યોગા, પૂજતા ભૂરી ભોગા ॥ ૧ ॥ પેહરી વરમાલા, વારૂ ચોલી રસાલા ॥ સરસ કુસુમ માલા, જાઇ જૂઇ ગુલાલા ॥ નિજ કર લેઇ બાલા, ભાવે ઉઠી સકાલા ॥ સવિ જિનવર માલા, પૂજરે તું વિસાલા ॥૨॥ નરય ગતિ નિવારે, દુઃખનાં દાહ ઠારે ॥ સવિ જન સાધા રે, માન માયા

વિદારે ॥ ભવજલ નિધિ તારે, જૈન વાણિ સંભારે ॥ તસ ધર અંગીકારે, સાર સદ્ધિ સમારે ॥૩॥ જસ પય ધરચંદા, ભાવ પૂજે સુરંદા ॥ દુરિત તમ મરિંદા, સુખનિ વેલ કંદા ॥ હરત કલુસ દંદા, પાસ સેવે અમંદા ॥ અભિનવ સુર ચંદા, જાણે અમૃત બંદા॥૪॥ ઇતિ ॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

સકલ સુરતિ ત્રેવીસમો સામિ, ખંભાતપુર મંડણો એ ॥ નવ નિધી પામિયે જેહને નામે, પાસ જિનેસર થંભણો ॥૧॥ જાસુ પસાઉલે કરે સાનિધ, ધરણેંદ્રને પદ્માવતિએ ॥ ભોગ સંજોગને અવિહડ રીધ, પામી જે મન ભાવતિએ ॥૨॥ દિસે થોડલા કલિ મઝાર, મહિમા અવર દેવા તણો એ ॥ ઇણે જગે માને વરણ અઢાર, દેવ દેરાસર થંભણો એ ॥૩॥ ગ્નાન પાખે કિમ જાણીયે આસ, થંભણ પાસ તુ હમારડીએ॥ જિણગુણ ગાયે નવલે સાદે, મનને રંગે ગોરડિએ ॥૪॥ જયવંતો થંભણ પાસ જિણંદ, સેવક વંછિત સુર ત-

રૂએ ॥ વયણ સોહાવે પૂનીમચંદ ભાણે, નંદસૂરિ સેવક ઉધરો એ ॥ ૫ ॥

---

## ॥ अथ श्री महावीर चैत्यवंदन ॥

છત્ર શિરપંર છત્ર શિરપર, ત્રણ સોહંત ॥ અમર સુરપતિ ચાલવે, મધુરી વાણિ ત્રીભુવન મોહે ॥ સીદ્ધારથ કૂલ અવતર્યા, ત્રિસીલા દેવી જનની સોહે॥ ચરણેં મેરૂ ચલાવિઓ, સમરથ લંછન સિંહે ॥ મહાવીર જિન નિતે નમું, પ્રહ ઉગમતે દિહ ॥૧॥ઇતિ॥

## ॥ अथ थोयो प्रारभ्यंते ॥

કઠિન કરમ મેહેલી, કાઢિઆ તેર ઠેલિ ॥ વિમલ વીનય વેલી, ભાવ ભોલે ગહેલિ ॥ નિસુણોં હરખ હેલિ, ભેટિ પામે દુહેલિ ॥ સવિ સહીયરં પેહલી, વીરં વાંદુ વહેલિ ॥ ૧ ॥ પરમ પુરસ સાંમિ, વંદિએ મુગતિ ગામી ॥ શુભ સંયોગ પામી, સાંમી સેવા સુકામી॥ વર ચંપક દામિ, લાવરે ફુલ રામિ, પ્રભુ પૂજે સુધામી॥ માનુષો જન્મ પામી ॥૨॥ ચરમ જિન ભાખે, સુધં તે વિત રાખે ॥ વીરચિત સતસાખે, લોકમાં ધરમ દાખે ॥ દુરગતિં રજ નાખે, સ્વર્ગનાં સુખ ચાખે ॥

મધુર રસ દ્રાખે, સાર નહિ જેહ પાખે ॥ ૩ ॥ મન વ
ચન નિહાલે, વીરનિ સીખ વાલે ॥ ત્રીભુવન માહાલે,
દુઃખનો ભાગ જાલે ॥ શુભ વન નિહાલે, દેવમાતંગ
લાલે॥ ભગતિ વીઘન લાલે ॥ સંઘના કોડ પાલે॥૪॥



## ॥ अथ स्तवन प्रारभ्यते ॥

સાચોર પૂરવર જગત વિખ્યાત, જાગતા અતિ ઘણું જસ અવ દાત ॥ જેણે જીત્યો બાવન વીરં હ-મીર, સોઇ નમું ચોવિસમા શ્રી મહાવીર ॥ ૧ ॥ તું અછે જિનવર ગુણ ભંડાર, મુરખ કિમ હું પામું પા-ર ॥ વિનવું ભોલુંડા જિમ હું બાલ, તાત તુંહિ મા હરી કરે સંભાલ ॥૨॥ હવડાં એ તાહરૂં સાસનદિપે, જેહ તણે વસ ભવે ત્રષા છિપે ॥ જે નરે પ્રિધુ ન કરણ કચોલે, માણસ ભવ ગયો આલે ભોલે ॥ ૩ ॥ હિત દૃષ્ટિ મૂકિ અમિ અમછંટ, તુમને સીઝે એ કાજે નિ-ક્રંટ ॥ વલિ વલિ માગું એ હું તુમ પાસે, સેવાએ તાહરી મનને ઉલ્લાસે ॥૪॥ પંચ તિરથ પંચ એ જિ-નેસરા, પંચમી ગતિ પોહતા સુંદરા ॥ તું મ હરહું મંગલ કારક, ભગું નદ સૂરિસવ સુખ દાયક ॥ ૫॥ ઇતિ શ્રી વીરજિન સ્તવન ॥

## ॥ अथ श्री ऋषभ जिन चैत्यवंदन ॥

રીસહ જિનવર રીસહ જિનવર, અવર ત્રેવીસ ॥ પુંડર ગિરિ સીર ઉપરે, નમો નેમી ગીરનાર સુંદાર॥ સાસય બિંબ અસાસતાં, સ્વર્ગ મૃત્યુ પાતાલ સુંદર ॥ એકમનાં પરણમો સહી, મન સમરી નવકાર ॥ કરજોડિ લખમણ ભણે, સફલ કરો અવતાર ॥ ૧ ॥ ઇતિ ઋષભ ચૈત્યવંદન ॥

પ્રથમ ચાર થોય કહેવી ॥ પછી સીદ્ધાચલજીનું સ્તવન કહેવું, પછી મંદીર સ્વામીનું ચૈત્યવંદન ॥ સ્તવન થોય ચાર કેહેવી ॥ ઇતિ શ્રી ચોમાશી દેવવંદન ॥ સંપૂર્ણ ॥



## ॥ अथ श्री तीर्थमाला स्तवन ॥

શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા ॥ એ ॥ સિધ્યા સાધુ અનંત, તીરથ તે નમું રે ॥ ૧ ॥ તીન કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયા રે ॥ નેમીસર ગિરનાર ॥ તી૦ ॥ ૨ ॥ અષ્ટાપદે એક દેહરો, ગિરિ સેહરો રે ॥ ભરતે ભરાવ્યાં બિંબ ॥ તી૦॥૩॥ આબુ ચોમુખ અતિ ભલો, ત્રિભુવન તિલોરે ॥ વિમલ વસે વ-

સ્તુપાલ ॥ તી૦ ॥૪॥ સમેતશિખર સોહામણો રલિ-
યામણો રે ॥ સિધ્યા તીર્થંકર વીશ ॥ તી૦ ॥૫॥ ન-
યરી ચંપાનિરખીએ, હિયે હરખીએ રે ॥ સિધ્યા શ્રી
વાસુપૂજ્ય તી૦ ॥ ૬ ॥ પૂરવ દિશિ પાવાપુરી, ઋદ્ધે
ભરી રે ॥ મુગતે ગયા મહાવીર ॥ તી૦ ॥૭॥ જેસલ-
મેર જૂહારીએ, દુઃખ વારીએ રે ॥ અરિહંત બિંબ
અનેક ॥તી૦ ॥૮॥ વિંકાનેરજ વંદીએ, ચિર નિંદિ-
એ, રે ॥ અરિહંત દેહરાં આઠ ॥તી૦॥૯॥ સોરીસરો
સંખેસરો પંચાસરોરે ॥ ફલોધિ થંભણ પાસ ॥તી૦॥
૧૦ ॥ અંતરીક અજાવરો, અમીઝરો રે ॥ જિરાવલો
જગનાથ ॥તી૦॥૧૧॥ ત્રિલોકય દીપક દેહરો, જાત્રા
કરોરે ॥ રાણપુરો રિસહેસ ॥ તી૦ ॥ ૧૨ ॥ નાડુલાઇ
જાદવો, ગોડી સ્તવો રે ॥ શ્રી વરકાણો પાસ ॥તી૦॥
૧૩ ॥ નંદીસરનાં દેહરાં, બાવન ભલાં રે ॥ રૂચક કું-
ડલ ચાર ચાર ॥ તી૦ ॥ ૧૪ ॥ શાશ્વતી અશાશ્વતી,
પ્રતિમા છતી રે ॥ સ્વર્ગ મૃત્યુ પાતાલ ॥તી૦ ॥૧૫॥
તીરથજાત્રા ફલ તિહા, હોજ્યો મુજ ઇહાં રે ॥ સમ-
યસુંદર કહે એમ ॥ તી૦ ॥ ૧૬ ॥ ઇતિ ॥



# અથ શ્રી પર્યૂષણનું ચૈત્યવંદન.

સકલ પર્વ શૃંગાર હાર, પર્યૂષણ કહીએ ॥ મંત્ર; માંહિ નવકાર મંત્ર, મહિમા જગ લહીએ ॥ ૧ ॥ આઠ દિવસ અમાર સાર, અઠ્ઠાઇ પાલો ॥ આરંભાદિક પરિહરી, નરભવ અજુઆલો ॥ ૨ ॥ ચૈત્ય પરિપાટી શુદ્ધ સાધુ, વિધિ વંદન જાવે ॥ અઠ્ઠમ તપ. સંવચ્છરી પડિક્કમણું ભાવે ॥ ૩ ॥ સાધર્મિક જન ખામણાં એ, ત્રિવિધિશું કીજે ॥ સાધુ મુખ સિદ્ધાંત. કાંત, વચનામૃત રસ પીજે ॥ ૪ ॥ નવ વ્યાખ્યાને કલ્પસૂત્ર, વિધિ પૂર્વક સુણીએ ॥ પૂજા નવ પ્રભાવના, નિજ પાંતિક હણીએ ॥૫॥ પ્રથમ. વીરચરિત્ર બીજ, પાર્શ્વચરિત્ર અંકૂર ॥ નેમિચરિત્ર પ્રબંધ ખંધ, સુખ સંપતિ પૂર ॥ ૬ ॥ ઋષભચરિત્ર પવિત્ર પત્ર, શાખા સમુદાય ॥ સ્થવિરાવલિ બહુ કુસુમ પૂર, સરિખો કહેવાય ॥ ૭ ॥ સમાચારી શુદ્ધતા એ, વર ગંધ વખાણો ॥ શિવસુખ પ્રાપ્તિ ફલ સહી, સુરતરૂ સમ જાણો ॥૮॥ ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ, જિણે કલ્પ ઉદ્ધરિઓ ॥ નવમા પૂર્વથી યુગપ્રધાન, આગમ જલ દરિયો ॥ ૯ ॥ સાત વાર શ્રી કલ્પસૂત્ર, જે સુણે ભવિ

પ્રાણી ॥ ગૌતમને કહે વીર જિન, પરણે શિવરાણી॥ ૧૦ ॥ કાલિકસૂરી કારણે એ, પજ્જૂસણ કીધાં ॥ભા દરવાં શુદિ ચોથમાં, નિજ કારજ સિધ્ધાં ॥૧૧॥ પંચમી કરણી ચોથમાં, જિનવર વચન પ્રમાણે ॥ વીર થકી નવસે એશી, વરસે તે આણે ॥૧૨॥ શ્રી લક્ષ્મીસાગર સૂરીશ્વરૂ એ, પ્રમોદસાગર સુખકાર ॥ પર્વ પજૂસણ પાલતાં, હોવે જયજયકાર ॥ ૧૩ ॥ ઇતિ.

---

## જાહેર ખબર





